

# રં ગ દ ર્શ ન



મ વિદ્યાર્થીઓના લાભાર્થે )

## કોવર્ન્ટન સોશિયલ સર્વિસ લીગ

એલ્ફીન્સ્ટન કૉલેજ, મુંબાઈ

હંસરાજ પ્રાગજી ઠાકરસી
કન્યાશાળા
સુંદરબાઈ હૉલ

મંત્રીઓ :
શાલિની રાયજી
લાડુ શાહ

તારીખ ૮ મી ડીસેમ્બર ૧૯૪૦



# કાશીનાથ

લેખક :

શ્રી. શરત્ચન્દ્ર ચટ્ટોપાધ્યાય

પાર્શ્વ સંગીત :

શ્રી. નીનુ મજુમદાર
,, પ્રભુદાસ
,, અક્ષયકુમાર
,, રમેશ
,, મુલતાની
,, ચન્દ્રકાન્ત
,, નરસિંગરાવ

પ્રકાશ સંચાલન :

ડૉ. ડી. જે. દાવર
શ્રી. પ્રમોદ ત્રિવેદી
,, રવીન્દ્ર મહેતા
,, મયામૂળ દમણિયા

વેશભૂષા વ્યવસ્થાપક :

શ્રી. રાજેન્દ્ર મહેતા
,, ડી. કે. મહેતા
,, શિવચન્દ્ર ગુપ્તા
,, રવીન્દ્ર જોશી

ધ્વનિ પ્રયોજક :

શ્રી. જયમન દરૂ

નાટ્ય રૂપાંતર
અને
દિગ્દર્શન :

સી. જે. પંડ્યા

---

Printed by Chhaganlal Yogi at Ila Printery, Fort, Bombay
Three-colour pictures printed at States People Conference Press, Fort, Bombay

# પાત્ર પરિચય




**કાશીનાથ**—વેદાંતી, ફીલસૂફ, નિર્લોભી, વ્યવહારશૂન્ય અને ઉદાસીન વૃત્તિવાળો: **કમળા**—પતિપ્રેમ અને સ્વામીભક્તિમાં જીવન વ્યતીત કરતી હોવા છતાં અત્યંત અભિમાની; **મધુસૂદન**—ઘરકંકાસથી હંમેશાં કંટાળેલા પરંતુ સ્વાર્થી અને લોભી ખરા: **ધરમદાસ**—નોકર હોવા છતાં, છોકરાંઓ પ્રત્યે ખુબ વાત્સલ્યભાવે જોનાર: **બિન્દુ**—સાદી સમજવાળી પણ સ્નેહમૂર્તિ સમી: **ગુરૂદેવ ભટ્ટાચાર્ય**—પાઠશાળાના મહાઆચાર્ય અને આખા ગામના માનનીય પુરૂષ: **પ્રિયનાથ**—ગામના જમીનદાર, સર્વ પ્રકારના રંગઢંગ જોઈ અનુભવી બનેલા, સાથે સાથે સંતાનપ્રેમમાં ખેંચાઈ જનારા: **સરયૂ**—સ્વભાવે સરળ અને સ્ત્રીહૃદય સાચી રીતે સમજનારી: **મુનીમજી**—તદ્દન વ્યવહારૂ પરંતુ ખુબ વફાદાર; **વિજય બાબુ**—અપ-ટુ-ડેટ પણ સાથે અવિવેકી: **વૃદ્ધ ખેડૂત**—જમીનદારની દયાવૃત્તિથી દબાયેલો પણ વખત આવે સામે થનાર: **ડાકતર બાબુ**—ધંધાદારી વૃત્તિ હોવા છતાં ખુબ લાગણી બતાવનાર અને આશા આપનાર.

—રેખાંકન : **શ્રી. નરેન્દ્ર રવિશંકર રાવળ**

## પડદો ઉઘડતા પહેલાં —

નાટિકાઓની અછત એ ભાવનાઓ માટે એક મૂંઝવતો પ્રશ્ન છે. વળી જે થોડી નાટિકાઓ ગુજરાત પાસે છે તે એક કરતાં વધારે વખત તખતા ઉપર ભજવાઇ ગઇ છે. એ મુશ્કેલીઓમાંથી માર્ગ કાઢવા શ્રી. શરદ બાબુની વિખ્યાત ટૂંકી વાર્તા 'કાશીનાથ' નું નાટિકામાં રૂપાંતર કરવાનું સાહસ કર્યું છે.

'કાશીનાથ' નું નાટ્યરૂપાંતર કરવા જતાં તેમાં કેટલાંક નવાં પાત્રો ઉમેરવાની જરૂર પડી છે: છતાં વાર્તાના પ્રવાહને તેથી કાંઇ આંચકો ન લાગે તેની કાળજી લીધી છે.

વિવેચકો અને પ્રેક્ષકો આ પ્રયોગને તેનું યોગ્ય મૂલ્યાંકન કરી માર્ગસૂચન કરશે એમ આશા રાખીએ !

આ નાનકડા સાહસને જો થોડી માત્ર પણ સફળતા મળશે તો ગુજરાત સમક્ષ બીજી ટૂંકી વાર્તાઓ અને નવલકથાઓને નાટકના તખતા ઉપર ભજવવાની હોંશ છે.

આ નાટિકા ભજવવાની સર્વ કોઇને છૂટ છે પરંતુ ભજવવા પહેલાં, નીચે સહી કરનારની સંમતિ મેળવી લેવા વિનંતી છે.

સાન્તાક્રુઝ
ડીસેમ્બર ૧૯૪૦

સી. જે. પપૈયા

# દૃશ્ય પહેલું

[ કાશીનાથ ઋગ્વેદના શ્લોક ભણતો ભણતો બંડી પહેરે છે અને ધીરે રહી, એક બાજુ ચોપડીઓનો ઢગલો પડેલો હોય છે એમાંથી એકાદ શ્લોક પહેલાં મોટેથી અને પછી ધીરે સાદે જાણે ગણગણતો હોય એમ વાંચે છે. ઓરડામાં જૂના, સુંદર અને આકર્ષક નહિ, પણ ચુસ્ત બ્રાહ્મણને ગમે તેવાં એ ચાર સર્જનજૂની ફ્રેમમાં મઢેલાં ચિત્રો છે. વચ્ચોવચ્ચ મંદિર જેવું જ કાંઇ રચવામાં આવ્યું છે, જેને સામાન્યજન મંદિર સમજી શકે. ગાદી તકિયા પડેલા હોય છે પણ ચાદર અસ્તવ્યસ્ત હાલતમાં અને ઘરનો નોકર આવી બધું સજાવે છે. કાશીનાથ જ્યારે એક ખૂણે વાંચ્યા કરે છે ત્યારે નોકર ઝાડુ લઇ ઓરડો સાફ કરવા આવે છે. બેસીને ઝાડુ કાઢે છે. ચાદર સરખી કરે છે. ફોટા સાફ કરે છે અને એ બધું કામ કરતો કરતો બોલતો જાય છે. ]

उषो वाजेन वाजिनि प्रचेताः स्तोमं जुषस्व गृणतो मघोनि ।
पुराणी देवि युवतिः पुरंधिरनु व्रतं चरसि विश्ववारे ॥ १
उषो देव्यमर्त्या वि भाहि चन्द्ररथा सूनृता ईरयन्ती ।
आ त्वा वहन्तु सुयमासो अश्वा हिरण्यवर्णां पृथुपाजसो ये ॥ २

ચરમદાસ: કાશીનાથ! અરે કાશીનાથ! ભલા તારે તો વરસના બારે માસ સરખા. સવાર પડી કે દોડવું નદીએ નહાવા અને આવીને પછી પકડ્યો છે આ ખૂણો. વખત થયો કે જશો ભટ્ટાચાર્યજીની શાળામાં. ભલા. આવું તે કાંઇ હોતું હશે? તારે તો આ ચોપડી અને આ ખૂણો અને નહિ તો પછી દોડશે ખેતરે. આજકાલ કરતાં કંઇ નહિ તો તને અઢાર વર્ષ થયાં. આ ઉમરે કાંઇ સમજશે નહિ તો સમજશે ક્યારે?

[ નોકર કાશીનાથનો જવાબ સાંભળવા એના તરફ નજર ફેરવે છે પણ તે તો એક યોગી માફક ચોપડીના શ્લોકોમાં જાણે સમસ્ત આનંદ માણી લેતો હોય એમ બેસી રહે છે. નોકર એ રૂમમાં છે કે નહિ, શું કરે છે એ બધું જાણવાની જરાયે ઇચ્છા એને નથી. ડોક ઊંચી કરી જોતો પણ નથી. નોકર ચોપડીઓ ઠીક ઠીક ગોઠવવા લાગે છે. ]

ભલા, કોઇ કહે છે કે કાશીનાથ તો એના બાપ જેવો વિદ્વાન થશે. તો કોઇ કહે છે કે પાછળથી એના બાપની માફક ગાંડો તો નહિ થઇ જાય? બાપુ, તારા મામાને પણ ડર રહ્યાં કરે છે કે તું કદાચ ગાંડો થઇ જશે તો?

[ ફરી જવાબ નથી મળતો. ગાદીની ચાદર બરાબર ગોઠવે છે, તકિયા બરોબર કરે છે. ]

ભાઈ, તું તો અજબ તરેહનો છોકરો છે. આટલું બધું ભણીને તું કરશેય શું? જેટલું ભણી ચૂક્યો છે એટલામાંથી તારે માટે એક મુઠી ચોખા, એક પંચિયું અને એક થાળી વાટકાનો જોગ તો ખુશીથી થઈ શકશે. વધુ ભણી તારે ય શું તારા પિતા પેઠે ઘરના એક ખૂણામાં બેસી માથું ધૂણાવ્યા કરવું છે? હમણાં હમણાં જે કાંઈ આશા રહે છે, ભલા, પછી તો તે પણ જતી રહેશે.

[ બિન્દુ પૂજાસામગ્રી આણી એક થાળમાં બધું બરોબર ગોઠવી વચ્ચોવચ્ચ પેલા મંદિર જેવા જણાતા આસન પર મૂકે છે. ધરમદાસ કાંઈ બોલતો હતો પણ શું તે બિન્દુ જાણતી નહોતી. ]

બિન્દુ : ધરમદાદા. હમણાં તમે કોની સાથે વાત કરતા હતા?

ધરમદાસ : બહેન, આ કાશીનાથને જ કહી રહ્યા હતો કે આજકાલ કરતા અહીં રહ્યે છ વરસ થયાં પરન્તુ છ દિવસ પણ એની રીતભાતમાં ફેર પડ્યો છે? હું તો વારંવાર કહી કહીને થાક્યો. જે કાંઈ કહીએ એ જાણે એક કાનમાં પ્રવેશી, બીજા કાનમાંથી બહાર જ નીકળી જાય છે. લોકોની વાતો સાંભળી બહેન, મને તો બીક રહે છે કે રખે એ ગાંડો થઈ જાય તો!

બિન્દુ : છી: એવું તે કાંઈ થતું હશે? બધા ભણતા હશે તે શું ગાંડા થતા હશે?

[ અંદરથી 'હરી,' 'હરી' કરતાં છેવટે "હરીઆ" કરતી તાણ પાડતી બિન્દુની માની બૂમ પડે છે. પીતાંબર પહેરી, ખભે ધાબળી નાખી મધુસૂદન —કાશીનાથના મામા આવી ચઢે છે. ]

મધુસૂદન : અરે ધરમદાસ, ક્યારનો અહીં બેઠો બેઠો શું કરે છે? જા દોડ. હરીઆને શોધી લાવ. જાણે આ ઘરમાં બધાં હેરાન કરવાના. જરા ય ચેન નહિ, શાંતિ નહિ. જ્યારે જુવો ત્યારે બૂમબરાડા અને શોરબકોર. અરે બિન્દુ, મારી પૂજાની થાળી તૈયાર થઈ કે નહિ? અને ક્યાં ગયો પેલો કાશીનાથ? તેં તો આ ખૂણો વરદાનમાં લઈ લીધો લાગે છે! હવે કાંઈક કામ ધંધામાં ચિત્ત લગાડે તો સારું. આ ગામની વાતોથી તો હું કંટાળ્યો. ભાઈ, હવે ભણવા બણવાનું છોડી સીધા સીધા કાંઈ કામ શોધી કાઢો, નહિ તો પછી—

બિન્દુ : બાપુજી, કાશીદા ભણે એમાં શું ખોટું? ગુરુદેવ ભટ્ટાચાર્યજી તો કહેતા હતા કે દાદા જેવું એમની શાળામાં વિદ્યામાં પ્રવીણ કોઈ

નથી. ભલે દાદા અભ્યાસ કરતા, એમાં આપને ક્યાં હેરાન થવું પડે છે ?

**મધુસૂદન :** બિન્દુ તું કંઇ સમજે નહિ. આવું તે કાંઇ રોજને રોજ ચાલ્યાં કરતું હશે ? ગઇ કાલે હરી સાથે એણે તોફાન માંડયું હતું તેની તને કાંઇ ખબર છે ?

**બિન્દુ :** એમાં કાશીદાદાનો કાંઇ વાંક નથી બાપુજી, ઊલટું હરીએ એમની ચોપડી સંતાડી દીધી અને દાદાએ માગી છતાં ન આપી. બીજા છોકરાઓને બોલાવી દાદાની ઠેકડી કરી અને છેવટે મા દાદા ઉપર ચિડાયા. બાપુજી, દાદા તો ખૂબ રડ્યા. મને પણ—

[ અંદરથી અવાજ : અલિ બિન્દુ, તારા બાપુજીને કહેજે કે મંદિરમાંથી પાછાં ફરતાં ચેતરજી બાપુને ત્યાંથી થોડું શાક માંગી લાવે. ]

**મધુસૂદન** લાવ તો બહેન, મારી પૂજાની થાળી લાવ. મંદિરે જવાનું મોડું થાય છે.

[ મધુસૂદન મહાશય પૂજાની થાળી લઇ ચાલ્યા જાય છે. કાશીનાથ આ બધી ગરબડથી ધ્યાનમગ્ન તો નથી રહી શકયો, પણ એનો એ વાર્તાલાપમાં કેટલો હિસ્સો છે એ જાણતો ન હોવાથી મૂંગો જ રહે છે. ]

**બિન્દુ :** દાદા, આ બધા તમારી જાતજાતની વાતો કરે, મશ્કરી કરે. મહોલ્લાંમાં આ બધાંની તમને ખબર છે કે નહિ ? બાપુજી તમને ટોકયા કરે છે કે કાંઇ કામધંધો કરો. મા તો તમારા પર વારંવાર ગુસ્સો કરે છે અને ગામમાં પણ તરેહતરેહના શબ્દ તમારા વિષે સંભળાય છે: આ બધાની તમારા પર અસર સરખી પણ નથી થતી શું ?

**કાશીનાથ :** બહેન, મારી પાછળ શું ચાલે છે, કોણ શું બોલે છે એ વિચાર જ મને નથી જાગતા. અહીં રહે છ વરસ થયાં, નહિ ? પિતાજી હોત તો મને અભ્યાસમાં કેટલી બધી સવલતો મળત ! ખેર કંઇ નહિ. અહીં રહે મને દુઃખ પણ શું છે, બહેન !

**બિન્દુ :** કંઇ જ નહિ, કંઇ જ નહિ ! ભલા જરા માથું ઊંચકીને જુઓ તો ખબર પડે ને ! દુનિયા આખી કહે છે કે એને તો કાંઇ કામ નહિ.

ઉદ્દેશ નહિ. ખાવાપીવાના પણ ઠેકાણા રાખવા નહિ. એ વખત લુખીસુકી રોટલી મળી કે બસ નિરાંત. હવે તો આ નીરવ, અંધારો ખૂણો છોડો? તમને તો જાણે વારસામાં મળ્યો હોય તેમ આ ખૂણો છોડવાના જ નહિ. દાદા, તમને બધાં પજવે છે એ જોઇ હું એટલી બધી ત્રાસી ઊઠી છું કે હવે તમને આ ખૂણામાં બેસવા જ ન દઉં.

કાશીનાથ : બહેન. તું ય મને હેરાન કરશે? મને તો થતું હતું કે બિન્દુ બહુ સમજુ છે. અને મને દુઃખ ન દે, પણ હવે તો તુંય મને પજવશે! તને કદાચ એમ થતું હશે કે આ બધાં જે કાંઇ બોલે છે તેની મારા પર કશી અસર થતી નથી, પરંતુ એ ખોટું છે. કદિ કદિ મને એ વિચાર આવે છે કે હું અહીં ક્યાં સુધી આ દશામાં પડયો રહીશ, પરંતુ બીજી જ પળે હું તો બધું ભૂલી જાઉં છું. આ જીવનમાં મારું છે કોણ? કદિક અહીંથી કંટાળું ત્યારે નીકળી પડું છું ખેતરે અને ત્યાં તો કુદરતના રંગ, તાલ અને તેજ છાયાભર્યાં દશ્યો નિહાળતો પડયો રહ્યો છું.

બિન્દુ : દાદા, આવું આવું જોવામાં તે શું આનંદ આવતો હશે?

કાશીનાથ : બિન્દુ, ત્યાંનો એ આનંદ તને કેવી રીતે વર્ણવી શકું? નદી તીરે પેલી પીપળાની ડાળ પર બેસી, આથમતા સૂર્યનું સિંદુરવર્ણું તેજ ધીમેધીમે આકાશમાં પથરાય એ જોઇ હું તો ખુબ જ આનંદિત બનું છું. દૂર દૂર ગાયના ટોળાની ઊડતી ધૂળના ગોટાને ભેદી શિવાલયના ઘંટનો રણકાર જ્યારે નદીની ધીરી છોળમાં ભળી જાય ત્યારે મારું હૃદય ખરેખર નાચી ઊઠે છે. સાંજના સમયે પોતાના માળે પાછા ફરતાં પંખીનો મધુર શોર ધીરેધીરે ગહનતામાં ડૂબી જાય તેમ હું ય એ સંગીત સાંભળતો ઘડીભર તો નીરવતામાં ડૂબકી મારી રહું છું.

બિન્દુ : પણ દાદા, આ બધું ક્યાં સુધી ચાલશે? હવે તો તમારે કાંઇક કામ કરવું જોઇએ. આમ તો કદિ કોઇનું ચાલ્યું નથી, તમારું પણ નહિ ચાલે: જે થાય તે કંઇક તો કામ કરો.

કાશીનાથ : બિન્દુ, ઘણી વાર મને વિચાર જાગે છે કે હું શું કરું છું અને મારે શું કરવું જોઇએ: પણ મને તો કશી સમજ પડતી નથી.

બિન્દુ : દાદા, તમે તો—

[ બિન્દુ કાંઇ વિચારછોળે ચઢતાં અટકી જાય છે. કાશીનાથનો વિચાર કરતાં જે કલ્પના એ કરે છે એથી એના મોં પર દુઃખ તરવરે છે. આગળ બોલતાં એના ગળે ડૂમો ભરાઇ આવે છે. ]

કાશીનાથ : શું કહેવું છે બહેન ? આમ બોલતાં અટકી શું કામ ગઇ ?

બિન્દુ : કંઇ નહિ દાદા, એ તો સહેજ—

કાશીનાથ : બિન્દુ, બહેન જે હોય એ મને કહે.

બિન્દુ : દાદા તમે મને ભૂલી તો ન જાવ ને ? આજ હું તમારા પર થોડી ગુસ્સે થઇ ગઇ. મને માફ નહિ કરો ? થોડા દિવસમાં હું તો સાસરે જઇશ અને આ બધાં તમને પજવશે. તમે વારંવાર હેરાન થશો, તમારું દુઃખ પણ કોઇને કહી શકશો નહિ, આ ચિંતા મને તો ખૂબ મૂઝવે છે. દાદા, મને મળવા તો આવશો ને કે પછી મને ભૂલી જ જશો ?

કાશીનાથ : આ શું બોલે છે બહેન ! તને કદિ ભૂલું ખરો ! મારી તું કશી ય ચિંતા કરીશ નહિ.

[ અંદરથી અવાજ આવે છે : અરે બિન્દુ ક્યાં બેસી રહી છે ? આ રસોડા તરફ નજર નાખવી છે કે નહિ ? ]

બહેન, જા તું, મામી બૂમ મારે છે. હું ય હવે પાઠશાળા તરફ જાઉં.

[ બિન્દુ અંદર જાય છે. કાશીનાથ ચોપડીઓ લે છે, બહારથી મધુસૂદન મુખુજ્યેની બૂમ સંભળાય છે. ]

પ્રિયનાથ : મધુસૂદન મુખુજ્યે, અરે ઓ મધુસૂદન મુખુજ્યે !

[ ઘરમાં પ્રવેશે છે. કાશીનાથની પ્રિયનાથ બાજુ તરફ પીઠ છે, એને એ મધુસૂદન સમજી ]

અરે મહાશય, હવે તો જમીનની લગાનના – [ કાશીનાથ જમીનદાર બાજુ તરફ જુએ છે એટલે બોલતાં અટકી જાઇ ] અરે—મધુસૂદન મહાશય ઘરમાં નથી શું ?



**કાશીનાથ :** જી ના, આપ આ ગાદી પર બેસો. મંદિર ગયા છે. શાળા તરફ જતાં હું એમને આપ પાસે મોકલી આપું છું.

[ કાશીનાથ જાય છે. પ્રિયનાથ જાણુ માટે રહી ગાદી પર બેસે છે. બહાર નજર પડતાં બૂમ મારે છે ]

**પ્રિયનાથ :** ઓહો ગુરુદેવ ! ગુરુદેવ ! પધારો, નમસ્તે ! ગુરુદેવ !

**ધનંજય (ગુરુદેવ) :** નમસ્કાર, નમસ્કાર. જમીનદાર બાબુ. આપનું શુભ આગમન આજ અહીં ક્યાંથી ?

**પ્રિયનાથ :** આ તો મધુસૂદન મહાશય સાથે જમીનની લગાન સંબંધી જરા ઝગડો ઊભો થયો છે. મને થયું કે સમજાવટથી ઘરમેળે પતે તો સારુ, એથી અહીં એમને મળવા આવ્યો છું.

**ગુરુદેવ :** અરે બાબુજી, એથી રૂડું બીજું શું હોય ! આપના ઘરના બધાં આપના પત્નીશ્રી, આપની પુત્રી કમળા સર્વ કુશળ તો છે ને ?

**પ્રિયનાથ :** ગુરુદેવ. આપની આશિષથી સર્વ કુશળ છે. કમળા તો હવે ઉંમર લાયક થઇ. આખા ગામમાં એના માટે વરની શોધ કરી પણ અમારા કુળને લાયક અને સર્વગુણસંપન્ન કોઇ છોકરો નથી મળતો. મને તો સાચે આ કુલીનતાની પ્રથા પર ચીઢ ચઢી છે. પણ ગુરુદેવ એમ તે કાંઇ કુળ જોયા વગર કમળાનો વિવાહ થાય ? આપણે એનો વિવાહ કરવા કુળ તો જોવું જ રહ્યું ને ?

**ગુરુદેવ :** હા. હા, શાસ્ત્રો પણ કહે છે ઉત્તમ કુળનો જમાઇ શોધી કન્યા આપવી જોઇએ.

**પ્રિયનાથ :** ગુરુદેવ. કેટલાયે દિવસ થયાં શોધ કરીએ છીએ. પરંતુ એવો કુળવાન છોકરો નથી મળ્યો. કમળાની મા તો કહે છે કે મારે તો આ એકની એક છોકરી છે. મારે કુળને શું કરવું છે ?

**ગુરુદેવ :** હરિ ! હરિ ! શાંતમ પાપમ્ ! આવું તે કદિ બનતું હશે ! આપને પૈસાની ખોટ નથી. કોઇ ગરીબ કુળવાન છોકરો જોઇ એને કન્યાદાન દઇ, જમાઇ અને આપની પુત્રીને ઘરમાં જ રાખી લો ને ! આ દેખાશે પણ સારું અને કહેવાશે પણ રૂડું ! આવું ઊંચું કુળ, આવો મોટો વંશ, એનો મરતબો કાંઇ ઓછો થવા દેવાય !



પ્રિયનાથ : એ ઠીક કહ્યું ગુરુદેવ આપે. જે થોડા દિવસ જીવવું ત્યાં સુધી કમળા આંખ આગળ તો રહે ! કમળાની મા પણ ખૂબ ખુશ થશે. પણ હાં–એવો જમાઈ શોધવો ક્યાં ?

ગુરુદેવ : જમીનદાર બાબુજી, એમાં આપને બહુ મુશ્કેલી નહિ નડે. જુઓને આ મધુસૂદન મહાશયનો ભાણેજ–મારી શાળામાં અભ્યાસ કરે છે. છે પણ ઊંચા કૂળનો, પણ બહુ જ ગરીબ. અભ્યાસમાં તો એ બહુ પ્રવીણ. વેદાંત. સાંખ્ય, મીમાંસા અને ઉપનિષદ્‌ની ટીકા કરવામાં તો એ પારંગત. વિદ્યાવ્યાસંગી તો એના જેવું કોઈ ન મળે. એના પિતાના મરણ પછી એના મામાને ત્યાં રહે છે. એની તો હું શી વાત કરું જમીનદાર બાબુજી ! આપ એને જમાઈ કરી લેશો તો બધું ય સારું થશે.

પ્રિયનાથ : ઠીક કહ્યું ગુરુદેવ, આપે તો મારા પર ઘણો ઉપકાર કર્યો. મધુસૂદન મહાશય આવે એટલે એ જ નક્કી—

[ મધુસૂદન મંદિરમાં પૂજા કરી આવ્યા પછીની ખાલી થાળી વગેરે સાથે આવી પહોંચે છે. જમીનદાર બાબુ તથા ગુરુદેવને જોતાં સંકોચ થાય છે. ]

ગુરુદેવ. લ્યો બાબુજી, આ મધુસૂદન મહાશય પણ આવી પહોંચ્યા.

મધુસૂદન : નમસ્કાર ગુરુદેવ, નમસ્કાર જમીનદાર બાબુજી. આપ આજે કંઇ મારે ઘેર પધારી—

પ્રિયનાથ : આપનું સહેજ કામ છે. આપ બેસો તો ખરા.

મધુસૂદન : જી હાં......પણ......પણ આપ બીજા ઓરડામાં—

પ્રિયનાથ : બીજા ત્રીજા ઓરડામાં જવાની જરૂર નથી. આપ અહીં બેસો. બધી વાત બેઠા પછી કરું.

[ મધુસૂદન અચકાતાં અચકાતાં બેસે છે. એની તે કંઇ વાત કરવાની છે કે જમીનદાર બાબુ એને ઘેર આવ્યા એ ન જાણતાં આશ્ચર્યભાવે જોઇ રહે છે.]

આપનો ભાણેજ ક્યાં છે ?

મધુસૂદન : બીજે તે ક્યાં હોવાનો હતો ! ગુરુદેવની શાળામાં બેઠો બેઠો અભ્યાસ કરતો હશે.



★

★

પ્રિયનાથ : આપ એને જરા બોલાવવા મોકલો તો સારું.

ગુરુદેવ : મધુસૂદન મહાશય, કોઈને મોકલવાની જરૂર નથી. બાબુજી મારે ય શાળા તરફ જવું છે. હું જ મોકલી આપું છું. ચાલો જય જય ! જય જય !

[ ધનંજય ભટ્ટાચાર્ય જાય છે. ]

મધુસૂદન : આપને એનું જરૂરી કામ છે, બાબુજી ?

પ્રિયનાથ : હા, હા, એક બહુ જરૂરી કામ છે.

[ મધુસૂદન કાંઈ સમજી શકતો નથી કે આવા ગાંડા છોકરાનું જમીનદાર બાબુને શું કામ પડ્યું છે. ]

મધુસૂદન : બાબુજી, એ તો અકર્મી, ધૂની એવો જ કાંઈ છે. એણે કાંઈ ભૂલ કે ગુન્હો કર્યો છે શું ?

પ્રિયનાથ : ભૂલ તો શું કરવાનો હતો ?

મધુસૂદન : તો પછી–તો પછી–આપ—

પ્રિયનાથ : [ હસતાં હસતાં ] મધુસૂદન મહાશય, તમે કાંઈ સમજ્યા નહિ. જુઓ મેં એને જમાઇ કરવાનો વિચાર રાખ્યો છે અને હવે એ સંબંધથી તમે થાઓ મારા વેવાઇ.

[ પ્રિયનાથ જોરથી હસે છે. મધુસૂદન તો ફાટી આંખે જોઇ રહે છે. ]

મધુસૂદન : બાબુજી–બાબુજી–કોને–કાશીનાથને ?

પ્રિયનાથ : હા. હા.

મધુસૂદન : આપને આ સંબંધ કરવાનું કેમ મન થયું ?

પ્રિયનાથ : મહાશય. એના જેવો કુળવાન છોકરો મને આપણા મધુપુર ગામમાં શોધ્યો જડ્યો નહિ. તમને શું આ સંબંધ નથી ગમતો ?

મધુસૂદન : આ શું બોલ્યા, બાબુજી ! મારું એવું સદ્‌ભાગ્ય ક્યાંથી ! પણ–પણ એ જરા ગાંડો છે.

પ્રિયનાથ : ગાંડો ? ક્યાં, કોણે કહ્યું ? મેં તો કદિ એવું સાંભળ્યું નથી.

**મધુસૂદન :** ઠીક ઠીક એવો તો નહિ પણ–પણ એના બાપ ગાંડા થઇ ગયા હતા.

**પ્રિયનાથ :** [ થોડી વાર વિચારમાં પડી ] હાં–હાં છોકરાનું પૂરું નામ શું ?

**મધુસૂદન :** કાશીનાથ બંદોપાધ્યાય. લ્યો નામ દેતાંની સાથે આવી પહોંચ્યો.

**પ્રિયનાથ :** કાશીનાથ, હમણાં ક્યાં ગયો હતો ?

**કાશીનાથ :** ભટ્ટાચાર્ય મહાશયની પાઠશાળામાં પાઠ કરતો હતો.

**પ્રિયનાથ :** વ્યાકરણ ભણ્યો છે ?

**કાશીનાથ :** હા જી, ભણ્યો છું.

**પ્રિયનાથ :** સાહિત્ય ભણ્યો છે ?

**કાશીનાથ :** સાધારણ ભણ્યો છું.

**પ્રિયનાથ :** હવે શું ભણે છે ?

**કાશીનાથ :** સાંખ્ય દર્શન.

**પ્રિયનાથ :** જાવ, ભાઇ જાવ, શાળામાં જઈ ભણો.

[ કાશીનાથ જેવો આવ્યો એવો જ ચાલ્યો જાય છે શા માટે પ્રશ્નો પૂછાય: એ જાણવા જરા જેટલી પણ ઉત્સુકતા એના મોં પર નથી. ]

**પ્રિયનાથ :** કંઇ ગાંડો કે એવું કાંઇ આપ કહેતા હતા ને ?

**મધુસૂદન :** ના, ના. છેક ગાંડો તો નહિ, પણ જરા એવો છે એટલે કોઇ કોઇ એને ગાંડો કહે છે.

**પ્રિયનાથ :** એટલે એવું તે એ શું કરે છે ?

**મધુસૂદન :** હંમેશા પોથી લઇને બેસી રહે છે, નહિ તો એકલો અમથો અમથો ફરતો રહે છે. કોઈ વાતમાં કે કામમાં માથું મારતો નથી.

**પ્રિયનાથ :** બીજું કાંઇ એ કરે છે ?

**મધુસૂદન :** વખત કોઈવાર અંધારિયા ઓરડામાં ખૂણે લપાઇ એકલો ગુપચુપ બેસી રહે છે.

**પ્રિયનાથ :** [ હસીને ] બીજું કાંઈ ?

★

મધુસૂદન : [ ભોંઠો પડી જઇ ] નહિં નહિ, બીજું કાંઇ નહિ.

પ્રિયનાથ : તો આપ જરા ઘરમાં પૂછાવી જુઓ. તેમની જો હા હોય તો આ મહિને જ લગ્ન કરી નાખીએ.

મધુસૂદન : હા, હા, હું હમણાં પૂછાવી મંગાવું. અરે બિન્દુ, ઓ બિન્દુ.

[ બિન્દુ આવે છે ]

બાબુજી આ મારી દીકરી બિન્દુ. બેટા પ્રણામ કર જમીનદાર બાબુજીને જા તો બેટા તારી માને પૂછી આવ કે જમીનદાર બાબુ એમની પુત્રીના લગ્ન આપણા કાશીનાથ સાથે કરવા માગે છે. એમનો શો વિચાર છે એ જાણવા માગે છે. જા, બેટા જા, જલદી પૂછી લાવ.

બિન્દુ : બાબુજી, કાશીદાદાના લગ્ન ? ક્યારે ?

મધુસૂદન : આ મહિને કરવા પડે એમ છે. જા જા જલદી તારી માને પૂછી આવ.

[ બિન્દુ જાય છે ]

બાબુજી, આપે તો મને ભારે ઉપકારના બોજા તળે દાબી દીધો. આપની જમીન---

પ્રિયનાથ : છી : છી : એ વાત જ હવે છેડશો નહિ. આ નક્કી થઇ જાય એટલે હું તો એક ભારે ચિંતામાંથી મુકત થઇશ.

[ બિન્દુ મધુસૂદનને અંદર બોલાવી જાય છે ]

મધુસૂદન : [ અંદર જઇ આવી તરત જ ] બિન્દુની મા તો આ સાંભળી ખૂબ જ ખુશ થઇ ગઇ છે. એનો તો આનંદ જાણે માતો નથી. બાબુજી, એ જ કાશીની માને ઠેકાણે છે. કાશી તો બે વરસનો પણ નહોતો ત્યારે મારી બહેન ગુજરી ગઇ. ત્યારથી કહું તો એણે પાળીપોષીને એને મોટો કર્યો. પછી તો એના પિતા બાંડુજ્યે મહાશય દેવલોક પામ્યા ત્યારનો તો એ અહીં જ રહે છે.

પ્રિયનાથ : એ બધી મને ખબર છે. તો તો આપણે આજે ને આજે બધું નક્કી કરી નાખીએ.



૨૨૪૪૭

મધુસૂદન : એમાં નકકી શું કરવાનું બાબુજી ! આપ જે મુહૂર્ત નકકી કરો તે દિવસે હું આશીર્વાદ આપી જઇશ.

પ્રિયનાથ : મહાશય, આપ મારું કહેવું સમજ્યા નહિ, હું તો વાંકડાની રકમ નકકી કરવાનું કહું છું.

મધુસૂદન : એમાં વળી હું શું નકકી કરવાનું હતું ? આપ જે કહેશો તે મારે કબૂલ મંજૂર છે; તો પણ આપના ભાવિ જમાઇની મામી, હાં—એ જ એની માને ઠેકાણે છે, બાબુજી ?–એને પણ જરા પૂછવું તો જોઇએ ને કારણ કે એ એની માને ઠેકાણે છે, બાબુજી.

પ્રિયનાથ : હાં, જરૂર ! જરૂર ! હું પણ એ જ કહેતો હતો. ઘરમાંથી જે કાંઇ નકકી થાય એ મારે કબૂલ છે, આપ એમાં જરા પણ સંકોચ રાખશો નહિ. તિથિ હું નકકી કરી દઇશ. પણ આપ આજને આજ કહેવડાવવું ભૂલતા નહિ. ચાલો ત્યારે હું જાઉં. જોજો આપ કહેવડાવવું ચૂકતા નહિ. જય જય !

મધુસૂદન : બાબુજી જય જય ! જય જય !





# દૃશ્ય બીજું

[ પ્રિયનાથ બાબુનું મકાન. પ્રિયનાથ બહાર જવાની તૈયારી કરે છે. ખૂણામાં એક બાજુ ખીંટી ઉપર ખેસ પડ્યો છે. એ જ ખૂણે ચાંદીના હાથાવાળી લાકડી પડી છે. બીજે ખૂણે એક ખુરસીમાં કાશીનાથ વાંચતો હોય છે. પ્રિયનાથ બોલવું શરૂ કરે છે એટલે ચોપડી બાજુએ મૂકી શબ્દો સાંભળે છે. એક ખૂણામાં ડ્રેસીંગ ટેબલ પડયું છે. વચમાં બે ત્રણ માણસ બેસી શકે એવી બેઠક છે. પ્રિયનાથ કપડાં પહેરતાં બોલે છે. ]

**પ્રિયનાથ :** કાશી બાબુ, હવે તો આપના ઘરનો માનમરતબો જાળવી ગમે ત્યાં રખડવા જવાનું ઓછું કરો તો સારું. આપણે રહ્યા મોટા જમીનદાર. ગમે ત્યાં જઈએ આવીએ એમાં આપણો મોભો ઘટે. લોકોમાં પણ તમારી જાતજાતની વાતો થાય છે. નદીકિનારે ગમે તે વખતે ચાલ્યા જાવ, ખેતરે પણ કોઈને સાથે લીધા વગર જાવ, સાધુઓમાં રખડો : આ બધું સારું નહિ દેખાય બાબુ! કમળા આ બધું સાંભળવા પામે છે ત્યારે તો એ બહુ જ દુઃખી થાય છે. ભલા ગઈકાલે સાંજના તમે ખેતરે ગયા ત્યારે દરવાન તમારી પાછળ જતો હતો તેને શું કામ પાછો વિદાય કર્યો? જંગલનો રસ્તો સાંજનો વખત અને એકલા હો તો કોઈ હેરાન પણ કરે. તમે મન ફાવે તેમ એકલા ભમ્યા કરો છો એ કમળાથી તો નથી સહેવાતું અને એનું દુખ જોઈ હું ય વ્યાકુળ બનું છું. અત્યારે એની મા હોત તો! ખેર! કાશીબાબુ, બીજું તો કાંઈ નહિ. પણ કમળા દુઃખી ન થાય એટલું ય જોશો તો મારો જીવ આનંદમાં રહેશે. ચાલો, હું પેલા બ્રાહ્મણને જમીન ઇનામમાં દીધી છે એની હદ નકકી કરવા જાઉં છું.

[ પ્રિયનાથના ગયા પછી કાશીનાથ ડ્રેસીંગ ટેબલના અરીસામાં પોતાની જાતને જોઈ વિચારપરંપરાએ ચઢે છે. ]

**કાશીનાથ :** “ કમળા દુઃખી ન થાય એટલું ય જોશો તો મારો જીવ આનંદમાં રહેશે.” .........કમળા......... [ સ્થિર ચિત્તે પ્રતિબિંબ જોતો

હા, પણ કાશીનાથ તારું શું? તારાથી મન ફાવે ત્યાં ન જવાય, દિલ ચાહે ત્યાં ઊભા ન રહેવાય, આ બધા ફેરફાર શાને? તો આરામ નહિ, ચેન નહિ, શાન્તિ નહિ. ક્યાં ગયો તારો આનંદ? કાંટાળા જંગલમાં સ્વેચ્છાએ ભમનાર તું ક્યાંથી આ સોનાના

પિંજરમાં જકડાઇ પડયો ? અસીમ, અફાટ સમુદ્રની છોળો પર લહેરથી તણાતો તું કયાંથી આ ચારે કોર બંધ નાનકડા તળાવમાં આવી પહોંચ્યો ? સમુદ્ર પર પ્રચંડ તોફાન, વંટોળિયા અને મોજાંઓ સામે ઝઝૂમવું પડતું; પરંતુ આ નિર્મળ સરોવરનું સ્થિર જળ તને એથી ય કષ્ટદાયી નથી શું ? ઉકળતા પાણીની કઢાઇમાં તને પાછળથી ઓચિંતો ધકકો મારી નાખવામાં આવ્યો છે. હાં, હાં, તારું તો શરીર ખરીદી લેવામાં આવ્યું છે. તારી વ્યથા પણ કયાં તું કોઇને કહી શકે છે ? તારા મનમાં ઉઠતા ઝંઝાવાતો તારે તો શમાવી જ દેવાના, ખરુંને ? કયાં ગયું તારું અલ્લડ ભ્રમણ. પેલી નદીકિનારા પરની પીપળાની ડાળ, ધનંજય ભટ્ટાચાર્યની શાળા અને મામાના ઘરના ચંડીમંડપનો ખૂણો ? ના, ના, તારાથી કિસાનોમાં ન ભળાય. તારે તો ઝગમગતા વસ્ત્રાભૂષણમાં સુસજ્જિત થઇ ગાડીમાં બેસી હવા ખાવા જવાનું. અંગૂછો વીંટાળી તારાથી નદીમાં તરવા ન પડાય, તારે તો નોકરોના હાથે તેલ અને સાબુ ચોળાવી નહાવાનું. કાશીનાથ આ તારો નવો જન્મ ? આજ તારું નવું જીવન ને ! પણ આ બધું કયાં સુધી ? આ બધું કયાં સુધી, કાશીનાથ ?

[ ઘડીભર શૂન્યદૃષ્ટિએ જોઇ રહે છે, ત્યાં કમળા પ્રવેશે છે. ]

કોણ કમળા !

**કમળા :** [ કાશીનાથનું વિચારમગ્ન મોઢું જોઇ ] જ્યારે તમારી પાસે આવું ત્યારે કંઇ નહિ ને કંઇ પણ વિચારમાં જ હો. આમ વિચાર કરીને તમે શા માટે સૂકાતા જાવ છો ?

**કાશીનાથ :** વિચાર ! હું ! કોણે એવું કહ્યું કે હું સૂકાતો જાઉં છું !

**કમળા :** એમાં કહેવાનું કોણ હતું ! આજ કેટલાયે દિવસ થયાં હું જોઇ રહી છું. એકલાં એકલાં બેસી રહેવું, નહિ તો પછી ઘરની બહાર ચાલ્યા જવું. ન તો કોઇ સાથે બોલવું કે ન તો મારી પાસે બેસવું. મારી આંખો કહે છે કે તમે સૂકાતા જાવ છો.

**કાશીનાથ :** તું તદ્દન ખોટી વાત કરે છે, કમળા. એવું કાંઇ નથી.

**કમળા :** તમારે મન હું કાંઇ નથી શું ? તમારા અંતરની વાત મને કદિય ના કહો ? એવું શું છે, શું થયું છે, એ મને નહિ કહો !

**કાશીનાથ :** ક્યાં કંઇ થયું છે તે હું તને કહું. કમળા, તું નાહક જીદ કરવી રહેવા દે. મને તો ક્યાં, કશું ય થયું નથી.

**કમળા :** આવો જવાબ દઇ તમે મને વારંવાર છેતરી નહિ શકો. કંઇ પણ એવું થયું છે અને એથી તમે વિચાર કરી કરી સૂકાતા જાવ છો.

**કાશીનાથ :** કમળા, કંઇ થયું નથી. તું મને આમ હેરાન ન કર્યા કર.

**કમળા :** થયું જ છે. તમે ભલે મને કાંઇ ન કહો, પરંતુ મારું મન બધું જાણે છે. તમારે મને કશું કહેવું નથી એમ જ કહો ને ?

**કાશીના :** [ મોં ફેરવી ] કમળા, તું મને બહુ પજવે છે. તું જાણે છે કે મને શાંતિ ગમે છે અને નહિ કે તારી આવી પજવણી. હું તો અહીંથી જતો રહું છું.

**કમળા :** [ તેનો હાથ પકડી બેસાડી ] ના જશો, ના જશો. હું હવે તમને કંઇ પૂછું, [ ક્ષણ પછી ] પરણતાં પહેલાં કેટલીયે અભિલાષા સેવી. કેટલાયે કોડ પૂરા કરવાનું મન હતું પણ એ બધું કોણ જાણે ક્યાં જતું રહ્યું. ભગવાનને ય કેટલી વાર પ્રાર્થના કરી કે હું તમારા મનમાં સમાઉં, પણ તમને હું કદિ મનથી ન પામી શકું ?

**કાશીનાથ :** કમળા, એ બધી વાત તું જવા દે. જો, બિન્દુનો આજ કાગળ આવ્યો છે.

**કમળા :** તમે તો કહ્યું હતું કે આજ અહીં આવવાના હતા તો તેનું શું થયું ? આપણા લગ્ન વખતે તો એમને ન જોઇ શકી, પણ આજ મળીશ એ ઉત્કંઠા હતી.

**કાશીનાથ :** બિન્દુ પણ તને મળવા બહુ આતુર છે. આજ આવી જ ચડત પણ લખે છે કે અહીં તને મળવા આવે એ એની સાસુને ગમતું નથી.

**કમળા :** બિન્દુ બહેન મને મળવા આવે એ એમને શું કામ નથી ગમતું ?

**કાશીનાથ :** એની શી ખબર પડે ? કદાચ અહીં આવવા દેતાં તેમને શરમ આવતી લાગે છે.

[ કમળા આ શબ્દો સાંભળી ખૂબ જ દુઃખી બને છે. એની આંખમાંથી આંસુ પડે છે. કાશીનાથ કમળાને રોતી જોઇ એની પાસે બેસે છે. એના સમજમાં જ નથી આવતું કે આ શબ્દો સાંભળી કમળાએ રોવું શા માટે. ]

કાશીનાથ : [ વ્યગ્ર ચિત્તે ] કમળા, કમળા, શું થયું છે ? રડે છે શું કામ ?

[ કમળા વધુ ને વધુ આંસુ વહાવે છે. કાશીનાથ કમળાનો હાથ પકડી ]

કમળા આવી વાતો પર વિચાર કરવા જ જવા દે. બિન્દુને હું બીજી કોઇ વાર જરૂર તેડી લાવીશ. કમળા !

કમળા : તમે તે કઇ રીતના માણસ છો એ જ મને નથી સમજાતું. આવું અપમાન તમે શી રીતે ગળી શકો ? હું શું એમને મન સામાન્ય સ્ત્રી છું ! તમારે મન પરાઇ રહી એટલે બીજા ફાવે તેમ મારું અપમાન કરે એ મારે તો સહેવાનું જ ને ?

કાશીનાથ : પરાઈ કઇ રીતે કમળા ? મેં ક્યાં કદિ તારી ઉપેક્ષા કરી છે ? અને કમળા, બિન્દુ ન આવી શકી એમાં અપમાન જેવું શું છે ? ખેર. જવા દે એ વાત. તું ય કેટલી ફીક્કી પડી ગઈ છે. આવી વાતો દિલ પર ધરવી જ નહિ. હું તો એવી વાત મન પર લેતો નથી એટલે મારા પર તો એની કશી અસર થતી નથી.

કમળા : [ રોતાં રોતાં ] તમારે મને મારવી હોય તો એકે ઝાટકે મારી નાંખો. આમ જરા જરા કરીને રીબાવો નહિ.

કાશીનાથ : [ વિસ્મયથી ] કમળા, એવું તે મેં શું કર્યું છે ? એવું તે મેં શું દુઃખ દીધું કમળા ?

કમળા : ઘણીવાર તમારી પર ગુસ્સો કરી જોયો, અભિમાની બની, રીસાઇ રહી, દુઃખી બની, વહાલ બતાવ્યું, સેવા કરી જોઇ. પરંતુ આ બધું કર્યા છતાં તમારું હૃદય ન પામી શકી. આ બધું તમે ક્યાં નથી જાણતા ?

કાશીનાથ : ક્યાં, હું તો કાંઇ જ જાણતો નથી. કમળા. એકલા અટૂલા બેસી રહેવામાં જ મને તો આનંદ મળે છે. વાર્તાલાપ અથવા આમોદ પ્રમોદમાં મને જરાયે રસ નથી મળતો, એ ક્યાં તારાથી અજાણ્યું છે ?

કમળા : બીજું તો તમને ફાવે તેમ કરો. પણ વિનવું છું કે મારે માટે જગતમાં ઊભા રહેવાની થોડી જગા રાખો.

કાશીનાથ : [ કમળાને પાસે બેસાડી ] કમળા, તું શું કહેવા માંગે છે એ હું બરાબર સમજી શકતો નથી. બરાબર મને સમજાવ તો ખરી.



★

**કમળા :** કેટલાયે વિચારનો બોજો ઊંચકી ફર્યા કરો છો તો પછી મને કહી તમારું મન કાં હળવું કરતા નથી ? કહો છો કે તમારા પર કશી અસર થતી નથી તો પછી આમ દિવસે દિવસે કેમ ગળાતા જાવ છો ?

**કાશીનાથ :** મને તો કંઇ જ ખબર પડતી નથી. સાચે જ. શું મારૂં શરીર બહુ ખરાબ થઇ ગયું છે ?

**કમળા :** [ પાલવ વડે આંસુ દાબી ] હા.

**કાશીનાથ :** મને પણ કોઇ વાર થાય છે કે શરીર ખરાબ થયું છે. પણ તું જ કહે જોઉં, હું શું કરું !

**કમળા :** કોઇ સારા ડોકટરને બતાવી દવા ખાઓ.

**કાશીનાથ :** [ હસતાં હસતાં ] ડોકટરની દવાથી કાંઇ મટે એમ નથી. મને તો ખબર નથી પડતી કે શાથી મટે.

**કમળા :** દવાથી મટશે નહિ, શાથી મટશે એ ખબર નથી, તો શું મારા કપાળમાં એકદમ પૂળો મૂકવો છે ?

**કાશીનાથ :** કમળા ! કમળા ! કોણ જાણે કેમ પણ અહીં મને ગમતું નથી અને એથી જ કદાચ આવો થતો જાઉં છું એમ લાગે છે.

**કમળા :** અહીં રહેવાથી શરીર સારું ન રહેતું હોય તો શા કાજે અહીં રહો છો. ? આ સિવાય શું બીજી જગ્યા નથી ? અહીં રહી શરીર બગાડવા કરતાં જ્યાં સુખે રહેવાય ત્યાં જઇને રહો.

**કાશીનાથ :** તું જ વિચાર કરી કહે કે હું અહીં ન રહું તો કયાં જાઉં ? અને બીજે જાઉં તો બાબુજીને સારૂં લાગશે ? કમળા, એ બને તેવું નથી.

**કમળા** અહીં રહેવાથી જ્યારે તમે સુખ ન મેળવી શકો તો બીજે રહેવું એમાં ખોટું ય શું ? અને તમે આમ કરી કરી સૂકાઇ જશો તે શું બાબુજીને ગમશે ખરું ?

**કાશીનાથ :** ના, પણ એનો ઉપાય શું ? તારા બાપે મને ગરીબ જોઇને—

**કમળા .** [ કાશીનાથનું મોં દાબી ] હં, એવું કશું બોલશો નહિ. તમારા હૃદયની બધી વાત મને ખુલ્લી કરી કહો. હું જરૂર એનો ઉપાય કરી લઇશ.

કાશીનાથ : [ જરા વિચાર કરીને ] કમળા, બધી વાત તને ચોખ્ખી કરી બોલાય એવું નથી. ઘણીવાર ઇચ્છું છું કે તને બધું ય કહી દઉં, પણ મને ડર એ જ રહે છે કે તું મને જરાપણ સમજી શકીશ નહિ.

[ થોડીવાર મૌન રાખી ]

કમળા, આ બધું જોઇ સાંભળી મને થાય છે કે આપણાં લગ્ન ન થયાં હોત તો ઠીક થાત.

કમળા . કેમ ?

કાશીનાથ : તું જ કહે જોઉં કમળા, મને પરણી તું એક પણ દિવસ સુખ પામી છે ? મને પ્રેમ આવડતો નથી, લાડ હું સમજતો નથી. બધું જોઉં છું ત્યારે થાય છે કે હું કશું ય જાણતો નથી. વિચારો મારા હૃદયને એટલું બધું હચમચાવી મૂકે છે કે હું બીજું કશું જોઈ શકતો નથી. નારી આ ઉમરે કેટલીયે આશાઓ, કેટલી ઇચ્છા હશે, પણ તેમાંની એકે મારા તરફથી પૂર્ણ થાય છે ? હું મારી પોતાની જ દુનિયામાં વિહરતો હોઉં છું. અંધાર રાત્રીએ વિજન રસ્તા પર તારો પદધ્વનિ સંભારતો શાન્તિમાં ડૂબું છું. કહે જોઉં કમળા, હું તારો ખરેખરો સ્વામી હોવાને બદલે સ્વામીની છાયા હોત તો સારું થાત કે નહિ ?

[ કાશીનાથના શબ્દો સાંભળી કમળાની આંખમાંથી આંસુ પડે છે. ]

કમળા: [ કંપતા અવાજે ] તમે મને શું કામ વાયુહીન ઓરડામાં હડસેલો છો? તમારા હૃદયની અકથ્ય લાગણી હું સમજું છું, પણ તમને શું હું નથી ગમતી? તમારા હૃદયમાં હું ન સમાઇ શકું?

કાશીનાથ: એ વાત હું તને કોક દિવસ કહીશ. મને તો લાગે છે મારું જીવન મારી છાયામાંજ લય પામ્યું છે, કારણ કે મારા જીવન-દીપકનો પ્રકાશ કોઇ નિરખી શકે એમ નથી.

કમળા: તમારા હૃદયમાં હું છું કે નહિ એ ભલે તમે ન કહો. પણ તમે મને પરણીને શું સુખી થયા નથી?

કાશીનાથ: કોણ જાણે પણ મને નથી લાગતું કે હું સુખી થયો હોઉં.

કમળા: બીજી કોઇને પરણીને સુખી થાત?

★

★

**કાશીનાથ:** એ પણ હું ચોક્કસ કહી શકતો નથી કે સુખી થાત. બીજાઓને તો મારા જીવનનો માર્ગ વેરાન અને નીરવ લાગે છે પણ હું તો એ માર્ગે પ્રકાશ મેળવતો ચાલ્યો જાઉં છું.

**નોકર:** દિદિમણી, બાબુજી ફરીને આવ્યા ત્યારથી તાવ આવ્યો છે. તમને બોલાવે છે.

[ કમળા આંસુ લૂછતી લૂછતી જાય છે. કાશીનાથ વિચારમાં દૂર ને દૂર નજર નાખતો બેસી રહે છે. બહારથી ગીત સંભળાય છે અને એને સૂર એને વિચારનિદ્રામાંથી જગાડી ખેંચી જાય છે. ]



# દૃશ્ય ત્રીજું

[ ઓરડામાં એક બાજુ આરામખુરસી પર પ્રિયનાથ બેઠા છે. બાજુમાં ટ્રીપાઇપર દવાની બે ત્રણ બાટલી પડી છે. કમળા દવાની પડીકી ગ્લાસમાં નાખી, દવા રેડી તૈયાર કરે છે. નોકર પ્રિયનાથના પગ દાબે છે. ઓરડાની બીજી બાજુ ચોપડીઓનું એક કેઇસ છે, એક બે ખુરસી, એક બે ટ્રીપાઇ, ફ્લાવર વાઝ વગેરે વસ્તુઓ છે. થોડાક સારા ફોટાઓ પણ દિવાલપર લટકે છે. કમળા ટ્રીપાઇની બાજુ પરની ખુરસીમાં બેસે અથવા ઊભી રહે. ]

નોકર: કુંવર બાબુ જાણે કંઇ કેવાય થતા જાય છે! કયારે ઘેર આવે છે, કયારે ચાલ્યા જાય છે, કયારે શું કરે છે, એની ઘરમાં કોઇને ખબર સરખી પડતી નથી. દિદિમણીની સાથે પણ કંઇ બોલતાં હોય એમ લાગતું નથી.

કમળા: [ દવાનો ગ્લાસ તૈયાર કરી ] મન્ના, બાબુજી માટે બિછાનું તૈયાર કર. બાબુજી આ દવા લઈ લો.

પ્રિયનાથ: [ દવા પી લીધા પછી ] મા, હું પૂછું તેનો બરાબર જવાબ આપીશ ને?

કમળા: [ પ્રિયનાથના ચહેરા સામું જોઇને ] શું પૂછવું છે બાબુજી?

પ્રિયનાથ: જો મા, ઘરડા માણસ આગળ શરમાવાની જરૂર નથી, અને વળી, દુઃખને વખતે બાપ આગળ કંઇ વાત છુપાવવા જેવી ન હોય. મને બધી વાત બરાબર કહે. હું એ બધું મટાડી કરીને જઇશ.

[ કમળા મૂગી મૂગી સાંભળ્યા કરે છે ]

તું સુખે રહે એ સમજી તને સુપાત્રના હાથમાં મૂકી છે સિવાય મારૂં બીજું કોઇ નથી: પરંતુ દુઃખી જોઇને મરૂં તો મારી ગતિ નહિ થાય.

[ આટલું બોલતાં પ્રિયબાબુની આંખમાં આંસુ આવે છે અવાજ ભારી અને ઘોઘરો બને છે. ખેસના છેડા વતી આંસુ ઢાંકે છે. કમળાની પણ એ સ્થિતિ છે. પ્રિયબાબુ સ્નેહથી કમળાના પણ આંસુ લૂછે છે. ]

બધી વાત મને દિલ ખોલીને નહિ કહે, મા?

[કમળા શું જવાબ દેવો એ નક્કી નથી કરી શકતી એટલે મૂગી રહે છે ]

**પ્રિયનાથઃ** કંઇ ઝગડો થયો છે શું ?

**કમળાઃ** [ માથું હલાવી ] ના.

**પ્રિયનાથઃ** ઝગડો થયો નથી તો શું તું તેને ગમતી નથી ?

[કમળા જવાબ દેવા જાય છે પણ એકાએક એના હૃદય પર ચોટ લાગે છે અને એ ચૂપજ રહે છે.]

તો શું તને એ ગમતા નથી ?

[ કમળા ધ્રુજી ઊઠે છે. એની આંખ આંસુથી છલકાય છે અવાજ રૂંધાય છે. એવી સ્થિતિમાં કાંપતા કાંપતાં બોલે છે ]

**કમળાઃ** બાપુજી, આવું આવું મને ન પૂછો.

[ આટલું કહી એને ડૂમો ભરાઇ આવે છે અને અંતરથી રડી પડે છે ]

**પ્રિયનાથઃ** [ પ્રિયનાથને પણ એના રડવાથી ખૂબ લાગે છે એ પણ ગભરાતા અવાજે બોલે છે ] બેટા રડ નહિ, જે હોય એ મને નહિ કહે ?

**કમળાઃ** બાપુજી, આ ઘરમાં જાણે આપણે પરાયાં થઇ ગયાં છીએ.

**પ્રિયનાથઃ** [ કમળાને પાસે બેસાડી મૃદુલ સ્વરે ] છીઃ આવું તું શું બોલે છે મા? તારી જનેતા તો મારું સર્વસ્વ હતી. હજી પણ રોજ રાતે એ મારા પગ આગળ આવીને બેસે છે. કેવળ તમારી બીકે એ દિવસના આવતી નથી. સાંજ પડવા આવી. જો આવીને તારા આ શબ્દો સાંભળે તો એને કેટલું બધું દુઃખ થાય?

[ નોકર અંદરથી ધૂપદાની લાવી આખા ઓરડામાં ફેરવે છે. પ્રકાશ ધીમે ધીમે ઓછો રહે છે ]

**નોકરઃ** મા, સરયૂબહેન મળવા આવ્યા છે.

**પ્રિયનાથઃ** બેટા, હું જરા બહાર જાઉં છું.

કમળા: બાપુજી, આ શાલ ઓઢી લો. મન્ના, જા બાપુજીને નીચે બાગમાં લઇ જા. વધારે વાર બેસવા ન દઇશ. બાપુજી બહુ વાર પવનમાં ન બેસતા. વધુ વખત બેસશો તો તાવ ચઢી આવશે.

[ પ્રિયનાથને નોકર લઇ જાય છે. સરયૂ આવી પહોંચે છે. ]

કમળા: બહેન, કયારે આવી પહોંચી? મને ખબર સરખી પણ ન કરી! સાસરે તો તારા દિવસ બહુ આનંદમાં જતા હશે ?

સરયૂ: કમળા, સાસરે ગયા પછી તો મને થયું કે બધાંને ભૂલી જઇશ કે શું? ઇન્દુના પિતા પણ એટલો બધો સ્નેહ બતાવે કે મને કોઇ વાતની ઉણપ જ ન દેખાય. પણ બહેન, એમ તે કાંઇ હું તમને બધાંને ભૂલી જાઉં? નાનપણમાં સાથે રમેલાં, મસ્તી તોફાન કરેલું એ બધું હું કયી રીતે ભૂલી શકું? પણ તું આમ ફીક્કી કેમ પડી ગઇ છે?

કમળા: સરયૂ, માતાના મરણ પછી કામકાજનો બોજો એટલો બધો માથે પડયો છે કે એમાંથી હું શ્વાસ ખેંચી શકતી નથી. બાપુજી હમણાં હમણાંના બિમાર રહે છે એટલે એમની સંભાળ રાખવાની, ઘરમાં દેખરેખ રાખવાની, આ બધામાંથી માથું ઉંચું કરવાનો વખત જ મળતો નથી ને?

સરયૂ: એવું તે કાંઇ હોતું હશે? નોકર ચાકર કયાં કરનારા નથી કે તું બધો ભાર લઇ ફર્યા કરે છે? કંઇને કંઇ ચિંતા કરતી હોવી જોઇએ, નહિ તો પછી તું આટલી બધી સુકાઇ નહિ જાય! બહેન, તારા પતિ પણ તારી આ દશા જોઇ કાંઇ બોલે છે કે નહિ?

કમળા: એમનો સ્વભાવ કઇ જાતનો છે એજ સમજાતું નથી. એમને મન તો "ત્રિલોક કરતાં ત્ર્યંબક ન્યારૂં" છે. ચોપડીઓનો થોકડો લઇ બારણું બંધ કરી બેસશે ઓરડામાં; જો ત્યાંથી કંટાળશે તો ચાલ્યા જશે ઘર બહાર, કદિ તો બબ્બે દિવસ સુધી ઘર પણ નથી આવતા. કયાં ખાય છે, કયાં સૂએ છે એનો પત્તોજ લાગે નહિ. આવી દશામાં મારે શું કરવું બહેન?

સરયૂ: એમ અકળાઇ નહિ જા, બહેન, કોકવાર એ ધૂન છોડશે અને પછી તને જરૂર બોલાવશે.



★

★

કમળા : હું તો હવે તદ્દન હતાશ થઇ ગઇ છું. પતિપ્રેમ, સ્વામિ ભક્તિ વગેરેનાં કેટલાંયે સ્વપ્નાં રચ્યાં હતાં. પરણતાં પહેલાં એ સ્વપ્નામાં હું મારા જીવનની આખી ઇમારત રચતી, પણ પરણ્યા પછી જોયું તો એ આખી ઇમારત તૂટી પડી, અને એની ઇંટ, મોભ, પત્થર વગેરે બધું વિખરાઇ ગયું. સરયૂ કહે જોઉં, આ સ્થિતિએ મારી જીવનસુંદરતા કયાં સુધી નભે? એમના પ્રેમનું જયાં પ્રતિબિંબ જ ન જોઇ શકું ત્યાં એ સુંદરતા ધીમે ધીમે વિલીન ન થાય તો શું થાય?

સરયૂ : બહેન એમ નાહિંમત ના બન. તૂટેલી ઇમારતને ફરી સજીવન કરવા પ્રયત્ન કર. આખરે એ પણ પુરૂષ જ છે ને? તારા તરફ એક વાર ફરી જરૂર જોશે.

કમળા : સરયૂ. હવે તો એ ઇમારત ભલે વિખરાયેલી રહે. એના ભાગ ભેગા કરવાની મારી ઇચ્છા નથી કે નથી રહ્યું હવે એ સામર્થ્ય. કોઇ જાણવા પામવાનું નથી કે સ્વપ્નામાં મેં એક રાજમહાલ રચ્યો હતો. અને એને ફરતો એક આનંદબાગ હતો. પવનનું એક મોજું આવ્યું અને મારી આખી સ્વપ્નસૃષ્ટિ તૂટી ગઇ. મને હવે એ અરમાન નથી રહ્યું કે એ સ્વપ્નું ફરી રચું. જે ગયું એ ગયું.

સરયૂ : એમ નિરાશ થવાની જરૂર નથી બહેન. સ્ત્રીને મન પતિ એ સર્વસ્વ છે. એમનું મન મેળવવા આપણે કોશિષ કરવાની હોય. જો એમનું મન ન જીતાય તો પછી આપણા જીવનમાં બીજું રહેશે શું, કમળા?

કમળા : તું એમ માને છે કે મેં એ કોશિષ ન કરી હોય: હજાર કોશિષ તરકીબ કરી જાણવા પ્રયત્ન કરી જોયો કે એમનું હૃદય શેનું બન્યું છે, પણ હું તો ન સમજી શકી. મને તો થાય છે કે એમના શરીરમાં મન જેવી વસ્તુ છે કે કયાંય બીજે મૂકી આવ્યા છે! બીજા જેમ કરે છે તેમ મારા પતિ પણ ખાય છે, પીએ છે, ઉંઘે છે, જમીનદારીના કામકાજ પર દેખરેખ રાખે છે, એમ તો એ બધુંય કરે છે. દરેક વિષયમાં ભાગ લે છે, સાથે સાથે દરેક વિષયમાં ઉદાસીનવૃત્તિ દાખવે છે. બહેન, હું તો અંતે સમજી જ શકતી નથી કે એમને કઇ વસ્તુની સ્પૃહા છે અથવા કઇ ચીજમાં પ્રેમ છે--

સરયૂ: કમળા અહીં જ સ્ત્રીહૃદયની કસોટી છે. આપણે જો એમ કંટાળી એમને છોડી દઇએ તો પછી જીવનમાં શુષ્કતા સિવાય બીજું શું રહે?

કમળા: થોડા દિવસ પહેલાં હું માંદી પડી હતી. રાતની રાત એમણે મારી પાસે આંખની એક મીટ માર્યા વગર બેસીને કાઢી હતી. બહેન, એ વેળા એમના ચહેરા પર એટલો બધો વિષાદ પથરાઇ રહ્યો હતો, એમની સોરમમાં મારા પ્રત્યે અથાગ સ્નેહ ઉભરાતો અને મારા તરફ એટલો બધો પ્રેમ દાખવતા કે મને થયું અંતે હું એમને પામી ખરી. પણ જેવો મારો તાવ ઓછો થયો, હું હરતી ફરતી થઇ કે પછી તો મારી સામે આંખ ઉઠાવી જુએ જ શાના? બસ પોતાની ધૂનમાં મેં બોલવાનું બંધ કરી જોયું પણ એની ય કશી અસર નહિ. બહેન. તું જ કહે કે આ કઇ જાતનો પ્રેમ?

સરયૂ: એમને તારા પર પ્રેમ છે, પણ એ હૃદયમાં જ સમાયલો રહે છે. સર્વ વિષયો પ્રત્યેની એની ઉદાસીન વૃત્તિ જ એને બહાર આવવા દેતી નથી. તું એમના ચરણોમાં લપટાઇ રહીશ તો જરૂર એમને સાચા રૂપમાં પામીશ.

કમળા: સરયૂ, મેં તો કેટલીયે વાર એમના પગ પર માથું મૂકી એમનું હૃદય જીતવા પ્રયત્ન કર્યો. પણ જયારે એમને મારી પરવા નથી, મારા પ્રત્યે હેત નથી તો શું હું એમના પગ નીચે કચડાતી રહું? હું કોઇની મહેરબાની પર જીવતી નથી કે મારા પ્રેમને ઠોકર મારી ચાલ્યા જાય તોય ધૂળની જેમ એમના ચરણને વળગી રહું? બધાંએ મને હાથપગ બાંધી જાણે કૂવામાં જ નાખી છે. કહે છે કે એમનામાં જરા ગાંડપણ છે. પણ ગાંડપણ બાંડપણ કંઇ નથી, મને જાણીબૂઝીને સતાવે છે.

સરયૂ: કમળા, કમળા, આ શું બોલી રહી છે બહેન? જરા શાંત થા. આવું કદિ બોલાય ખરૂં? તારા મનનો સંતાપ હું સમજી શકું છું. હું ઇન્દુના પિતાને વાત કરીશ અને તું સુખી બને એ માટે હું સર્વ પ્રકારની કોશીશ કરીશ. ચાલ બહેન, આજ તો બહુ મોડું થયું, હજુ તો એમને માટે રસોઇ કરવી બાકી રહી



છે. બહેન, મને વચન આપ કે તું તારા પતિને આદરથી બોલાવશે.

કમળા : વચન તો નથી આપતી, પણ હું એમને સાચા ભાવથી આવકારીશ. કાલે જરૂર મળવા આવજે બહેન, તું આવે છે એટલે થોડો હૃદયભાર હળવો કરી શકું છું. જરૂર આવજે બહેન.

[ સુશીલા જાય છે. કમળા વિચારમાં બેસે છે. કાશીનાથ પાછળથી આવે છે, પણ કમળા એ જોઈ શકતી નથી. થોડીવાર સુધી કાશીનાથ એમને એમ ઊભા રહે છે, પછી એકાદ ચોપડી ઉપાડે છે. કંઈક વિચાર આવતાં ચોપડી મૂકી દે છે અને કમળા પાસે જઈ બૂમ મારે છે. ]

કાશીનાથ : કમળા ?

કમળા : તમે ક્યારે આવ્યા ? આજ ચાર દિવસ થયાં તમે ક્યાં ગયા હતા? તમે મારા પર ગુસ્સે થયા છો ?

કાશીનાથ : [ સહજ હસીને ] શું કરવા ગુસ્સો કરું કમળા ? તને હું કદિ વઢ્યો છું ? તું કાંઈ બોલતી નથી, પાસે પણ આવતી નથી એટલે ચોપડી વાંચી દિવસ કાઢું છું.

[ ફિક્કું હસી ] તાવ આવ્યો છે, આજ બે દિવસથી કંઈ પણ ખાધું કર્યું નથી, પણ તેં તો મારી ખબર સરખાયે પૂછી નહિ.

કમળા : [ કાશીનાથના માથે હાથ મૂકી જુએ છે. રડતાં રડતાં એના ખોળામાં માથું મૂકી ] તમે મારા બધા દોષ ભૂલી જઈ મને ફરી વાર બોલાવો. તમારો બધો ભાર મને લેવા દો.

કાશીનાથ : હું તો ચાહુ છું કે તું એ સંભાળી લે, પણ મને હંમેશ ડર રહે છે કે તું એ ન ઝીલી શકે. હજીય મને થાય છે કે તું બધી વખત મને બરાબર સમજી શકવાની નથી.

[ દિવાનો પ્રકાશ કાશીનાથના મોં પર પડે છે. એનું વિષાદભર્યું પણ સ્નેહ તરવરતું મોઢું જોઈ કમળા પોતાની જાતને સંભાળી શકતી નથી. થોડી પળ માટે એ એનો અભિમાની સ્વભાવ ભૂલી ગઈ. આવેગમાં અને આવેગમાં એના પગોને વળગી બોલી.]

કમળા: આટલો વખત થયાં હું તમને ન ઓળખી શકી. તમારા ચહેરા પર જાણે રાખ નીચે ઢંકાયેલો અગ્નિ ભર્યો છે અને મીણમાં રહેલું મધ નીતરે છે. તમે શા માટે તમારી જાતને છૂપાવી મને સતાવ્યા કરી?

[કમળાની આંખ આંસુથી છલકાય છે. કાશીનાથ પણ એને જોઇ રડી પડે છે. એના આંસુ કમળાના માથા પર પડે છે.]

કાશીનાથ: કમળા!

[નોકર અંદરથી બૂમ મારે છે.]

નોકર: મા, બાપુજી આવે છે.

[પ્રિયનાથ નોકરનો હાથ પકડી અંદર આવે છે. સોફા પર આડા પડે છે. એ પહેલાં કાશીનાથ અને કમળા બન્ને સ્વસ્થ બની બેસી જાય છે. કાશીનાથને જોતાં પ્રિયનાથ બોલે છે.]

પ્રિયનાથ: કાશીબાબુ, ભલા આમ વારંવાર બબ્બે ચાર ચાર દિવસ સુધી ક્યાં ચાલ્યા જાવ છો? ઘરમાં કોઇને ખબર કરીને તો જઇએ. કમળા પણ કેટલી બધી ચિંતા કર્યા કરે છે.

કાશીનાથ: બાબુજી, બિન્દુના પતિ કેટલો વખત થયાં બિમાર રહે છે એટલે એમની પાસે ચાલ્યો જાઉં છું. એમને કોઇ નથી અને બિન્દુ એકલી તે કેટલું કરી શકે? બાબુજી, બિન્દુ પાસે જે કાંઇ ઘરેણાં હતાં તે વેચી સાટીને અત્યાર સુધી દવા કરી પણ હજી એના પતિ સારા થયા નથી. મારી પાસે મદદ માગી છે.

પ્રિયનાથ: આપણે જરૂર મદદ કરવાની બાપુ. કલકત્તા લઇ જઇ કોઇ સારા ડાકટરને બતાવી દવા કરો. મુનીમજી પાસેથી જરૂર પડે એટલા રૂપિયા લેશો.

[થોડી વાર બેસી રહે છે. નોકર દૂધનો કપ લઇ આવે છે તે લઇ કમળા પ્રિયનાથને આપે છે. પીતાં પીતાં]

પ્રિયનાથ: બાપુ, હું તો હવે થોડા દિવસનો મહેમાન છું. મારે કોઇ પુત્ર નથી. જરજમીન સંપત્તિ જે કાંઇ મૂકી જાઉં છું તે બધી તમારી જ



★

છે. જે થોડા દિવસ છું એટલામાં બધું સમજી કરી લો. નહિ તો પછી કશું ય હાથ નહિ આવે. તમને છેતરી બાપ મારી બીજા લઇ જશે.

કાશીનાથ: જી, આજ્ઞા કરો.

પ્રિયનાથ: આજ્ઞા તો શું કરૂં ? પણ કાલથી દરરોજ સવારના એકવાર આપણી કચેરીમાં બેસવાનું રાખજો.

કાશીનાથ: જેવી આપની આજ્ઞા બાપુજી, હું થોડા રૂપિયા લઇ બિન્દુ પાસે જઇશ.

પ્રિયનાથ: ભલે બાપુ, મુનીમને હું કહી દઇશ પણ હવે જરા જમીનદારીના વહીવટમાં કાળજીપૂર્વક ધ્યાન રાખજો.

[ કાશીનાથ ચાલ્યો જાય છે. ]

મા, હું તો ઘરડો થયો. જરજમીન પર દેખરેખ રાખી શકતો નથી, તેથી કાશીનાથને જમીનદારીનો બધો ભાર સોંપ્યો છે. પાછળથી તેને કામ કરવામાં અગવડ ના નડે એટલા માટે વચમાં સલાહ આપતો રહું છું.

[ ગજવામાં હાથ નાખતાં ]

મેં વીલ કરી દીધું છે. [ કાગળ બહાર કાઢી વાંચે છે. ] મારી સ્થાવર જંગમ તમામ મિલકતનો અડધો ભાગ મારા જમાઇ કાશીનાથને અને બાકીનો અડધો ભાગ મારી પુત્રી કમળાદેવીને આપી જાઉં છું. કેમ બરાબર કર્યું છે ને મા?

[ કમળા જવાબ નથી આપતી એટલે પ્રિયબાબુને આશ્ચર્ય થાય છે. ]

કેમ મા, તને નહિ ગમ્યું શું ? મને થયું કે તારા પતિને મિલકતના સાથેસાથ માલિક થએલા જોઇ તું ખુબ ખુશ થશે.

[ કમળા કંઇ કહેવા જાય છે પણ શરમથી કાંઇ કહી શકતી નથી. ]
કંઈ કહેવું છે મા !

કમળા: [ માથું ધુણાવી ] હા.

**પ્રિયનાથ :** શું કહેવું છે મા ?

**કમળા :** [ અચકાતાં અચકાતાં મોં ફેરવી ] બધી મિલકત મારા નામે લખી દો.

**પ્રિયનાથ :** એ શું બોલી મા ?

[ કમળા માથું નીચું રાખી બેસી રહે છે. પ્રિયનાથ થોડીવાર તો ઓશીકાનો ટેકો લઇ આંખ મીંચી પડી રહે છે. ]

સંતાનમાં મારે માટે એક માત્ર તું જ છે. તારું દિલ દુભવવા નથી માગતો. બધી મિલકત તને જ આપતો જઇશ. પરંતુ આ કામ સારું નહિ નીવડે. હું તો આશિષ દેતો જાઉં છું કે સુખી થાઓ. પરંતુ એવી ખાતરી હવે રાખી શકતો નથી. આટલી ઊમરે તો મેં બહુ જોયું છે. આવું મન રાખી જગતમાં કોઇપણ સ્ત્રી સુખી ન થઇ શકે. [ હાંફ ચઢી આવે છે. ]

દેખાય પણ ઠીક, તું પણ રાજી થાય એમ સમજી તમને બંનેને સરખે ભાગે બધી મિલ્કત આપી જતો હતો. હું તો એમ માનતો કે તું અને એ જુદાં નથી. ઠીક, પણ કહે તો ખરી મા. કે શા હેતુથી તું તેમને મિલકત આપવા ના કહે છે ?

**કમળા :** [ રડતાં ગળે ડૂમો ભરાય તેવા સ્વરમાં ] મિલ્કત મળે તો મારા સામું ફરીને જુએ પણ નહિ.

**પ્રિયનાથ :** અને ન મળે તો !

**કમળા :** મારા હાથમાં રહેશે.

**પ્રિયનાથ :** હું કાશીનાથને ઓળખું છું. પણ તું ઓળખતી નથી. તે બરાબર તારા બાપના જેવો છે. જો એ તારી સામું નહિ જોતો હોય તો મિલ્કત મળે તો પણ નહિ જુએ અને નહિ મળે તો પણ નહિ જુએ. અને કમળા, આમ કરીને કદિ પતિને હાથમાં રાખી શકાય ખરો ? જોર વાપરીને વગડાનો વાઘ વશ કરી શકાય, પણ પણ જોર કરીને એક નાનાશા ફુલને ખીલવી શકાય નહિ. [ થોડીવાર રહી ] હું પ્રાર્થના કરું છું કે તું સફળ થા, પરંતુ આ રસ્તો સારો નથી. એ જો તને ન લે તો તારું કેટલું બાકી રહેશે ? જેટલું રહે, એથી

અડધી મિલકતમાં શું ન ચાલે ? બીજી એક વાત કરું. સ્વામીને દેહ, મન, આત્મા, પાર્થિવ, અપાર્થિવ તમામ અર્પણ કરવાનું હોય ! જેને બધું આપી દેવાનું હોય તેને આ અડધી મિલકત શું નહિ અપાય ? કમળા, આવું કરીશ નહિ મા. વખતે એ જાણવા પામે તો મનમાં બહુ દુઃખી થશે.

[ કમળા મૂંગી જ રહે છે ]

ભલે, મુનીમને અહીં મોકલજે મા. હું એમને વકીલ પાસે મોકલી વીલમાં ફેરફાર કરાવી દઇશ. જાવ મા, મુનીમને મોકલજે.

**મુનીમ :** બાબુજી, આપે મને બોલાવ્યો ?

[ પ્રિયબાબુ વિચારમાં પડતા રહે છે. મુનીમ આવી ઊભા રહે છે પણ એમનું ધ્યાન નથી પડતું. મુનીમ પણ થોડીવાર સુધી ઊભા રહે છે. બાબુજીનું ધ્યાન ન હોવાથી બોલે છે. ]

**પ્રિયનાથ :** હા મુનીમજી, આ વીલ લઇ વકીલ પાસે જઇ ફેરફાર કરાવી આપજો. કહેજો કે જમાઇનું નામ કાઢી નાખી બધી મિલકત કમળાના નામ પર લખી આપવાની છે.

**મુનીમ :** પણ આમ કેમ બાબુજી ?

**પ્રિયનાથ :** એ જાણવાની જરૂર નથી. મેં કહ્યું તે પ્રમાણે લખાવી દેજો.

[ પ્રિયબાબુને ખૂબ થાક ચઢે છે. મુનીમ પવન નાખે છે. આંખો બંધ કરી ઊંઘી જાય છે. એકાએક સ્વપ્નામાંથી જાગતા હોય એમ જાગી ઊઠે છે અને બૂમ મારે છે. ]

કાશીનાથ ! કાશીનાથ !

**મુનીમ :** બાબુજી, એ તો ૩૦૦૦ રૂપિયા લઇ આજ રાતની ગાડીએ જવા નીકળી ગયા.

**પ્રિયનાથ :** ગયા !

પ્રિયબાબુ ધબ દઇ ચત્તા પડે છે.



# દશ્ય ચોથું

[ ઘર આંગણે કચેરી જેવું દશ્ય બનાવવામાં આવે છે. એક બાજુ એક મોટું ટેબલ અને ખુરસી પડેલાં છે. વૃદ્ધ મુનીમ માટે વચ્ચે ગાદી તકિયા અને પેટી ગોઠવેલી છે. દરવાન હાથમાં દંડો લઈ એક ખૂણે ઊભો રહે છે. ]

**મુનીમ :** અરે ગોકુલ, માને જઈને ખબર કર કુંવરબાબુ આવી ગયા છે.

[ દરવાન અંદર જાય છે. ]

કુંવરબાબુ, બાબુજી સ્વર્ગસ્થ થતાં પહેલાં આવું વીલ કરતાં જશે, એવું તો સ્વપ્ને પણ ધારેલું નહિ. પહેલાં તેમણે વીલ લખાવ્યું હતું તેમાં તમને અને તેમની પુત્રીને સરખે ભાગે મિલ્કત વહેંચી આપી હતી. એ વીલ પછી કોની ભંભેરણીથી અથવા શા હેતુથી બદલાવી નાખ્યું, એ તો હું કેમે કર્યો સમજી જ શકતો નથી.

**કાશીનાથ :** [ હસીને ] સમજીને કરવું છે યે શું ? જેની મિલકત હતી તેને મળી છે. એમાં મને શું અને તમને પણ શું ?

**મુનીમ :** [ છોભાણો બની ] તોપણ—તોપણ—

**કાશીનાથ :** તોપણ બોપણ કંઇ નહિ. ખરી રીતે મારો મિલકત પર હક્ક શું છે ? ઉલટું મને અડધો ભાગ આપી ગયા હોત તો એમાં નવાઇ પામવા જેવું હતું. બાકી મને અડધો ભાગ આપે કે તેને બધું આપે તો પણ સરખું જ છે. એમાં છે કાંઇ ફેર ?

**મુનીમ :** [ શુષ્ક મુખે ] ના, ના, કંઇ જ ફેર નથી. હું તો માત્ર બાબુજીની વાત કરતો હતો. તેમના ઈરાદાની મને બરાબર ખબર હતી એટલે આ વાત હું કહેતો હતો.

**કાશીનાથ :** તમણે તેમનું કર્તવ્ય જ કર્યું છે. વિચારી જુઓને. સ્ત્રીને સ્વામી સિવાય બીજી ગતિ નથી, પરંતુ સ્વામીને સ્ત્રી સિવાય બીજી ગતિ છે. હું રહ્યો ગરીબ. એકદમ આટલી બધી મિલકત હાથમાં આવી પડે તો કદાચ ખરાબ પરિણામ આવે, એ બીકે પહેલાનું વીલ બદલાવી નાખ્યું હોય એમ લાગે છે.

[ કમળા પ્રવેશે છે. ]



**કમળા :** કમળા તમે ક્યારે આવ્યા ?

**કાશીનાથ :** કાલ રાતના આવ્યો.

**કમળા :** [ કાશીનાથ તરફ ધ્યાન આપ્યા વગર ] મુનીમજી, દફતર તપાસી જેમની પાસે વસુલાતના રૂપિયા બાકી હોય એનું પત્રક તયાર કરજો અને એ બધાંને તાકીદે કર ભરી જવાની ચેતવણી આપશો. વિજયબાબુ હજુ આવ્યા નથી ? આવે એટલે એમને અંદર મોકલજો. મારે ખાસ કામ છે.

[ કમળા આવી એવી તરત જ ચાલી જાય છે. કાશીનાથને ન તો વધુ પૂછ્યું કે ન એના તરફ ફરકીને જોયું. કાશીનાથ પણ ક્ષોભ પામતો જોઇ રહે છે. ]

**કાશીનાથ :** વિજયબાબુ કોણ છે ?

**મુનીમ :** નવા મેનેજર સાહેબ છે. મા કહે છે કે જમીનની દેખરેખ રાખવાનું કામ અમારાથી બરાબર થતું નથી એટલે એમણે વકીલબાબુની સલાહથી વિજયબાબુને મેનેજર બનાવ્યા છે. લ્યો આ આવી પહોંચ્યા.

[ વિજયકિશોર કોટ પાટલુનમાં સજ્જ થઇ આવે છે. દરવાન મુનીમ વગેરે સલામ ભરે છે. ]

મેનેજર બાબુ, મા આપને અંદર બોલાવે છે.

[ વિજયબાબુ અંદર જાય છે. ]

**કાશીનાથ :** મુનીમજી, ભલે એ ઘરગિરસ્તીનું કામ સંભાળે. જુઓને મુનીમજી હું આગળ રૂપિયા તમારી પાસેથી લઇ ગયો હતો. પણ હાલ મારે બીજા ૫૦૦ રૂપિયાની જરૂર છે. મારે આજ ને આજ મોકલવા પડે એમ છે.

**મુનીમ :** કુંવર બાબુ, હવે તો માએ બધો વ્યવહાર નવા મેનેજર બાબુના હાથમાં સોંપ્યો છે એટલે એમની રજા સિવાય અમારાથી કંઇ ન થાય. હમણાં આવશે એટલે હું એમની પાસે માગી લઇશ.

[ વિજયકિશોર અંદરથી આવી ખુરસી પર બેસી ટેબલ પર પડેલી ફાઇલો તપાસે છે. ]

વિજયકિશોર : [ કાશીનાથને જોઇ ] તમારે કોનું કામ છે ?

મુનીમ : મેનેજર બાબુ, આ તો આપણા કુંવરબાબુ છે. અત્યાર સુધી કલકત્તા હતા. કાલ રાતના જ આવ્યા છે. એમને પાંચસો રૂપિયા આજ મોકલવા છે તો આપ રજા આપો તો હું આપી દઉં.

વિજયકિશોર : પાંચસો રૂપિયા ? શું કામ છે ?

કાશીનાથ : તે આપે જાણવાની જરૂર નથી.

વિજયકિશોર : નથી એ ખરું; પરંતુ ધણીની રજા વગર આપી શકાય નહિ.

કાશીનાથ : હું કહું છું એટલું પૂરતું છે. બીજી રજાની જરૂર રહે છે ખરી ?

વિજયકિશોર : હા, રહે જ છે. જેને તેને રૂપિયા આપવાની મને ના કહેવામાં આવી છે.

કાશીનાથ : મને આપવા એટલે જેને તેને આપવા નહિ કહેવાય.

વિજયકિશોર : એ ગમે તે હો. પણ હું તો ધણીની રજા વગર આપને કશું આપી શકું એમ નથી. મુનીમજી, તમે જરા પેલા બ્રાહ્મણના કેસને લગતા ચોપડા તૈયાર કરો. હું જરા બહાર જઇ આવી પહોંચું છું.

[ વિજયકિશોર બહાર જાય છે. કાશીનાથ બેસે છે. ત્યાં કમળા અંદરથી આવે છે. ]

કાશીનાથ : કમળા !

[ કમળા આવે છે. ]

આ જે મેનેજર થઇ આવ્યો છે એ તારા નવા માણસને રજા આપ. બિલકુલ અવિવેકી છે.

કમળા : કેમ એનો શો વાંક છે ?

કાશીનાથ : મેં રૂપિયા માંગ્યા ત્યારે કહે છે કે ધણીના હુકમ વગર રૂપિયા ન અપાય. તેં શું મને રૂપિયા આપવાની ના પાડી છે ?

કમળા : કેટલા રૂપિયા માંગ્યા હતા ?

**કાશીનાથ :** પાંચસો.

**કમળા :** ન આપ્યા ! ઠીક. એમ ગમે તેમ રૂપિયા ઉડાવી દેવાની મારી ઇચ્છા નથી.

**કાશીનાથ :** જરૂર પડે વાપરવા એ ઉડાવી દેવા ન કહેવાય. મારે એક જણને આપવા પડે એમ છે.

**કમળા :** આપવા તો પડે, પણ લાવવાના છો ક્યાંથી ? પદરના હોય તો આપો, હું ના કહેવા નહિ આવું.

[ કમળા ચાલી જાય છે. કાશીનાથ એક કાગળ લઈ કંઈક લખે છે. ]

**કાશીનાથ :** [ મુનીમને તેડી, ઘડિયાળ અને કંઠી આપી ] મુનીમજી આટલું આ વેચી જે રૂપિયા આવે તે અને આ કાગળ જગન્નાથ મારી બહેન બિન્દુને મોકલી આપશો.

**મુનીમ :** જી હા. [ બહાર જઈ આવે છે. ]

એક બ્રાહ્મણ આપને મળવા આવ્યો છે.

ગોકુલ. જા તો અંદરથી બાબુજી માટે પાણી તો લઈ આવ.

[ હાથમાં જનોઈ લઈ સોગનપૂર્વક બોલતો હોય તેમ સામે આવી બોલે છે. ]

**વૃદ્ધ બ્રાહ્મણ :** આપ તો મોટા માણસ છો, બ્રાહ્મણને ભિખારી ના કરી મેલશો.

**કાશીનાથ :** [ ગભરાતાં ] શું થયું છે ? તમે બેસો તો ખરા.

**બ્રાહ્મણ :** આપની પાસે તો કેટલું ય છે. પણ મારી પાસે તો આટલી આ જમીન સિવાય બીજું કાંઈ નથી; એટલું ય હવે ખૂંચવી ના લેશો.

[ આટલું કહી બ્રાહ્મણ રડવા લાગે છે. કાશીનાથ તેનો હાથ પકડી તેને બેસાડે છે. ]

**કાશીનાથ :** ભાઈ, બધી વાત તમે માંડીને કહો.

**બ્રાહ્મણ :** [ રડતાં રડતાં ] આપ તો ધાર્મિક પુરુષ છો, સોગન ખાઈને કહો જોઉં, પેલી મોટા બાબુજીએ આપેલી ઇનામી જમીન મારી નથી શું ?

કાશીનાથ : કોણ કહે છે કે એ જમીન તમારી નથી ?

બ્રાહ્મણ : ત્યારે આપના નવા મેનેજર વિજય બાબુએ મારા પર ફરિયાદ શાની કરી છે ?

કાશીનાથ : ફરિયાદ કરી છે ? મને તો કંઈજ ખબર નથી. હું તો આટલા દિવસ બહારગામ હતો.

બ્રાહ્મણ : [ ગજવામાંથી સમન્સ કાઢી બતાવી ] કેસ થયો છે, એટલે તો હું પણ સામે લડીશ અને આપને સાક્ષીમાં બોલાવીશ. હું ગરીબ રહ્યો, આપની સામે લડવું મને શોભે નહિ, પણ ભિખારી થતાં પહેલાં, મારી મિલકત એમ સહેજમાં છોડી દેવાનો નથી.

[ બ્રાહ્મણ ક્રોધમાં ચાલ્યો જાય છે, પણ કાશીનાથ તેનો હાથ પકડી બેસાડે છે. વિજયબાબુ પ્રવેશે છે. ]

કાશીનાથ : સારું થાય એવો પ્રયત્ન કરી જોઈશ. બાકી પછી તમને ઠીક લાગે તેમ કરજો.

[ વિજયકિશોર તરફ જોઈ ] એ જમીન આપણી નથી, તો પછી બ્રાહ્મણને નાહક શું કરવા સતાવો છો ?

વિજયકિશોર : એ હું કાંઈ ન જાણું. ધણીનો હુકમ છે.

કાશીનાથ : [ ક્રોધે ભરાઈ ] ધણીએ શું પારકાની મિલકત પચાવી પાડવાનું કહ્યું છે ?

વિજયકિશોર : એ આપણી મિલકત છે.

કાશીનાથ : ના તમારી નથી.

વિજયકિશોર : [ થોડી વાર રહી ] હું તો માત્ર નોકર છું; જેવો હુકમ મળ્યો તે પ્રમાણે અમલ કર્યો છે અને કરીશ.

કાશીનાથ : વિજયબાબુ, બ્રાહ્મણને આપેલી જમીન છીનવી લેતાં તમારે શરમાવું જોઈએ. આમ કેસ માંડી તમે બ્રાહ્મણનું બ્રહ્મસ્વ ન ખૂંચવી શકો.

[ બ્રાહ્મણને ] ભાઈ, તમે જાવ. હું તમારી તરફે જરૂર સાક્ષી આપીશ.

[ બ્રાહ્મણ જાય છે. ]

[ વિજયકિશોરને ] સ્વર્ગસ્થ બાબુજીના વખતથી હું મિલ્કત સંભાળતો આવ્યો છું; મેં પોતે પણ ઘણા વખત સુધી દેખરેખનું કામ કર્યું છે. મને બરાબર ખબર છે કે એ જમીન કમળાદેવીની નથી.

વિજયકિશોર : જો આપ આમ સાક્ષી આપશો તો આપણે કેસમાં તદ્દન હારી જઇશું.

કાશીનાથ : ખોટી ફરિયાદમાં ભલે હારી જઇએ. પણ આમ જૂઠું બોલી પારકાની જમીનના માલીક ન થવાય.

વિજયકિશોર : મારે હમણાં ને હમણાં ધણીને કહેવું પડશે કે કેસ લડવો નકામો છે. આપની સાક્ષીએ તો કેસ આખો જ હારી જઇશું. હું અંદર જઈ કહી આવું છું કે ફરિયાદ પાછી ખેંચી લઇએ.

[ નોકર એક નાની થાળીમાં થોડીક ખાવાની વસ્તુ અને પાણીનું પ્યાલું લઇ આવે છે. કાશીનાથ બેસીને ધીરે ધીરે ખાય છે ત્યાં કમળા પ્રવેશે છે. ]

કમળા : [ કટાક્ષમાં ] ઘરભેદુ વિભીષણને લીધે સોનાની લંકાનગરી બળીને ખાખ થઇ ગઇ હતી, એ ખબર છે ને ?

કાશીનાથ : [ ખાતાં ખાતાં ] હા, ખબર છે.

કમળા : હશે જ તો. એ પણ પારકાનું અન્ન ખાઇને જ મોટો થયો હતો ને !

[ કાશીનાથ જવાબ આપશે એ સાંભળવા ચૂપ રહે છે, પણ જવાબ ન મળતાં બોલી. ]

એટલે હું તો એ જ વિચાર કર્યા કરું છું કે જે જનમથી પારકાનું અન્ન ખાઇ મોટા થાય છે—અને હજુ પણ જો પારકાનું અન્ન ખાય તો ભૂખે મરવું પડે એમ છે, એને વળી સાચું બોલવાનો શોખ શો અને આટલો બધો મદ શો ?

[ કાશીનાથ એના બોલવા પર લક્ષ ન આપતાં ખાય છે. ]

જેનું ખાય એના ગળા પર છરી ફેરવતાં કસાઇને પણ દયા આવે.

કાશીનાથ : કમળા !

કમળા : જે બૈરીને પૈસે પેટ ભરે છે, તેને આટલું ગુમાન રાખવું શોભતું નથી. દિન પર દિન તમારી વર્તણુક એવી થતી જાય છે કે જો આંખની શરમ ન હોત તો—

કાશીનાથ : [હસીને] ઘરમાંથી કાઢી મૂકત.

કમળા : [ક્રોધમાં] જરૂર કાઢી મૂકત.

કાશીનાથ : [થાળી બાજુએ હડસેલી એકી ટશે તેની સામું જોઇ] કમળા ! આજ પહેલાં હું તારા પર ગુસ્સો થયો નથી, કદિ તને એક કઠોર શબ્દ સરખો ય કહ્યો નથી; પરંતુ અત્યારે તું બોલી એવું મને હજુ સુધી કોઇએ સંભળાવ્યું નથી. આજથી હવે હું તારું અન્ન કદિ મોંમાં મૂકવાનો નથી. આમ કરવાથી પણ જો તું સુખી થતી હો તો થા.

કમળા : [ગર્વથી ઊભી થઇને] એકવચની હો, માણસ હો, તો પોતાનું બોલ્યું પાળજો.

કાશીનાથ : હું તો પાળવાનો છું: પણ તું જે શબ્દો બોલી છે તે સદાને માટે તારા દુશ્મન બની રહેશે. હું તો જાઉં છું પણ મારા શબ્દો તારી એકલદશામાં અસ્ત થતા સૂર્યની રકિતમાનો આભ જરૂર આપશે. હું તને માફ કરું છું પણ પરમાત્મા તને માફ કરવાના છે ?

કમળા : [બબડતી ઊંડી જતાં જતાં] તમારા શાપથી મારું કંઇ જ બગડવાનું નથી.

કાશીનાથ : ભલે ભગવાન જાણે છે કે હું તને શાપ નથી દેતો. તારા આંગણે હું એક પથિક જેવો આવ્યો. તારા ઘરમાં અતિથિ માફક રહ્યો પણ કમળા, આજ તારું દ્વાર એક મિત્ર બની છોડું છું. કમળા, હું તો આશીર્વાદ દઉં છું કે ધર્મબુદ્ધિ રાખી સુખી થજે.

[કમળા જતી રહે છે.]

કમળા ! કમળા ! જતાં જતાં આશીર્વાદ દેતો જાઉં છું, સુખી થજે.





# દૃશ્ય પાંચમું

[ એક બાજુ સોફા હોય છે. એકાદ ટીપાય, બે કે ત્રણ ખુરસી, કમળા અને સરયૂ વાત કરતાં બેઠાં છે. ]

**કમળા :** સરયૂ, દુનિયામાં માણસો દિવસે દિવસે એવાં થતાં જાય છે કે જેનું ખાય તેની શરમ છાંડતા પણ અચકાય નહિ.

**સરયૂ :** એવું તે શું થયું, બહેન ?

**કમળા :** પારકાનું અન્ન ખાનારને આજકાલ સાચું બોલવાનો એટલો બધો શોખ શા માટે થઇ જાય છે એજ હું સમજી શકતી નથી. આ એમનો જ દાખલો લો. ગઇકાલે કોર્ટમાં અમારી વિરૂધ્ધ સાક્ષી આપી અને અમે કેસમાં હારી ગયા. પારકે પૈસે પરમાર્થ કરવો શોભે ખરો ?

**સરયૂ :** બહેન, હું કહેતી હતી કે તું એમના સાચા સ્વભાવથી પરિચિત નથી એટલે જ તું આમ બોલે છે. એ રહ્યા તદ્દન નિર્લોભી. મેં સાંભળ્યું હતું કે એ બ્રાહ્મણને મોટાબાપુજી જમીન ઇનામમાં આપી ગયા હતા એટલે એમણે તો દયાવૃત્તિથી પ્રેરાઇ જે કાંઇ કહ્યું એ સાચું જ કહ્યું છે. એમને લોભ સ્વાર્થી બનાવી શકતો જ નથી.

[ મુનીમ દોડતો હાંફતો ગભરાતો આવે છે. બન્ને વાત કરતાં અટકી જાય છે. ]

**મુનીમ :** હાય રે. ગજબ થયો, સત્યાનાશ વળી ગયું--મા, કુંવરબાપુનું ખુન થઇ ગયું છે.

**કમળા :** [ ભયથી ધ્રુજી ઊઠી ઊભા થતાં ] એકદમ ખુન થઇ ગયું છે ?

**મુનીમ :** હા મા, એકદમ, મન્નુ રાઘવ એમને અહીં લઈ આવે છે.

[ નોકરો એક સ્ટ્રેચરપર લોહીમાં તરબોળ થએલા કાશીનાથને લાવે છે. એના નાકમાંથી, મોંમાંથી, આંખમાંથી લોહી નીકળે છે. એનાં કપડાં લોહીથી રંગાયેલાં હોય છે. નોકરો એને સોફા પર સુવાડે છે. આ

સ્થિતિમાં કાશીનાથને જોઈ કમળા એક ચીસ પાડી મૂર્છા પામે છે. સરયૂ એને સંભાળી નોકરડીને બૂમ મારી એને અંદર લઈ જાય છે. ]

**સરયૂ:** અરે રખિયાની મા, દોડ દોડ કમળા બેભાન થઈ છે. મુનીમજી દાકતરને તેડવા મોકલો. મન્ના જા તો દાકતર બાબુને બોલાવી લાવ.

[ સરયૂ અને દાસી કમળાને અંદર લઈ જાય છે. બહારથી બિન્દુ બૂમ મારે છે ]

**બિન્દુ:** જમીનદાર બાબુનું ઘર આજ કે?

[ મુનીમ બાજુ પર જાય છે અને બિન્દુ સાથે વાત કરે છે. ]

**મુનીમ:** હા બહેન, આપને કોનું કામ છે? આપનું નામ?

**બિન્દુ:** મારૂં નામ બિન્દુ. હું મારા કાશીદાદાને મળવા આવી છું.

**મુનીમ:** બહેન, કોકે બાબુજીનું ખૂન કરી નાખ્યું છે. હમણાં જ અહીં લઈ આવ્યા છીએ પણ સુવાડયા છે, હજી બેભાન છે.

[ બિન્દુ એકદમ સોફા પાસે દોડી જાય છે અને કાશીનાથને બોલાવવા પ્રયત્ન કરે છે. એને લાગે છે પણ જરા વજ્રહૃદયની બની પાસે રહે છે ]

**બિન્દુ:** દાદા! દાદા! [ મુનીમ તરફ જોઈ ] કોઈ દાકતરને બોલાવવા ગયું કે નહિ?

**મુનીમ:** બહેન, દાકતરને બોલાવવા નોકર ગયો છે. બાબુજીનું ખૂન કર્યું એ કાંઈ સમજાતું નથી.

[ કાશીનાથનું શરીર તરફડિયાં ખાતું લાગે છે. એકદમ સફાળા ઉઠી પડે છે અને ગાંડા માફક એકીટસે બિન્દુ સામે જોઈ ચીસ પાડી ઉઠે છે. ]

**કાશીનાથ:** કમળા! કમળા! બોલ તો કમળા! આ કામ તેં નથી કર્યું?

[ બિન્દુ કાંઈ સમજી શકતી નથી. એ પણ આ જાતના ગાંડપણથી ગભરાઈ જાય છે એ કાશીનાથના માથે હાથ મુકી શાંત પાડવા જાય છે અને નાના છોકરાને રમાડતી હોય તે પ્રમાણે પણ ગળગળા સાદે બોલે છે. ]

બિન્દુ: શું કહો છો દાદા? સૂઇ જાવ.

કાશીનાથ: [ગાંડપણમાં બિન્દુને કમળા સમજી બન્ને હાથ પકડી કરગરે] હું મરીને પણ સુખી થવાનો નથી. કમળા. એક વાર બોલ, કેવળ એક વાર બોલ, બોલ કમળા, આ કામ તેં કરાવ્યું નથી?

[બિન્દુ જવાબ આપવા જાય તે પહેલાં એક સખત તાણ આવે છે અને એ ફરી પાછો સત્તોપાટ પડે છે. બિન્દુ અને મુનીમ ફરીવાર એને ઓશિકા પર સુવાડે છે. બિન્દુ કાશીનાથના માથા પર ઠંડા પાણીનાં પોતાં મૂકે છે.]

બિન્દુ: [અકળાયેલી] ભાભી ક્યાં છે? ભાભી કેમ જણાતાં નથી?

મુનીમ: મા તો બાબુજીની આ દશા જોઇ બેભાન થઇ અહીં પડયા હતા. એમને બીજા ઓરડામાં લઇ ગયા છે.

બિન્દુ: તમે દાદા પાસે બેસી ધ્યાન રાખજો. હું ભાભીને જોઇ આવું. પણ દાકતર હજુ કેમ આવ્યા નહિ?

[બિન્દુ અંદર જાય છે. પછી દાકતર બેગ સાથે આવી પહોંચે છે. પાણીથી માથા પરનો ઘા સાફ કરે છે, હાથ ઉપર પણ પાટો બાંધે છે. આ બધી ક્રિયા થઇ રહ્યા પછી દાકતર ટબમાં હાથ ધુએ છે ત્યારે બિન્દુ ફરી આવી પહોંચે છે.]

બિન્દુ: દાકતર બાબુ, દાદા બચશે ખરાં ને?

ડૉક્ટર: બહેન, ઘાની ઇજા ઘણી થઇ છે. એના જોરથી એને તાવ પણ છે. આવી સ્થિતિમાં વારંવાર લવારો પણ કરે. સંભવ છે કે બચે.

[ડાક્ટર હાથ ટુવાલથી લૂછી, ગજવામાંથી ઘડિયાળ કાઢી નાડી તપાસે છે. ટેમ્પરેચર પણ લે છે એ દરમિયાન બિન્દુ બોલે છે.]

બિન્દુ: દાક્તરબાબુ, કોઇપણ ઉપાયે દાદાને બચાવો. ભાભી પણ દાદાની આ સ્થિતિ જોઇ બેભાન થઇ ગયા છે. દાક્તરબાબુ, દાદા વચમાં જાગી ઊઠી કંઇ બોલતા હતા અને ફરી તાણ આવી નીચે પડયા હતા. દાક્તરબાબુ, દાદા ફરી ભાનમાં ક્યારે આવશે?

ડૉક્ટર: બહેન. હું એજ પ્રયત્ન કરી રહ્યો છું. [પોતાની બેગમાં સાધનો મૂકી બંધ કરતાં] ઘાની સાથે મનપર વિચારની બહુ જબરી ચોંટ

લાગી હોવી જોઇએ. એમાંથી મુક્ત થાય તો ભાન આવતાં વાર લાગશે નહિ. [ ઊઠીને ઊભા થાય છે. નોકર બેગ લઇ લે છે. થોડુંક ચાલી ] બહેન હવે તમે સાચવજો. હું માણસ સાથે દવા મોકલી આપું છું. જુઓ બહેન; બાબુજી પાસે કોઇ આવે નહિ તેની તકેદારી રાખજો. કોઇપણ આવી ચઢે અને એમના મન પર વિપરીત અસર થાય તો પછી પરિણામ બહુ જ ભયજનક આવશે. બાકી ખાસ ચિંતા કરશો નહિ. કામ પડે મને તરત જ તેડવા મોકલશો. ચાલો, હું રજા લઇશ.

[ મુનીમ ડૉક્ટર અને નોકર બહાર જાય છે. ]

[ બિન્દુ કોલનવૉટર માથા પર છાંટે છે. કાશીનાથની સારવાર કરે છે. ઘડીમાં માથા પર હાથ રાખી જુએ છે તો ઘડીમાં એની આંખ ખૂલી કે નહિ એ જુએ છે. કાશીનાથમાં ચેતન આવવાનાં કોઇ પણ ચિહ્ન ન જોતાં વ્યાકુળ બને છે. કમળા એક ખૂણે આવી આ અપરિચિત સ્ત્રી કોણ છે એ ટગરટગર જોયા કરે છે. એ સ્થિર મૂર્તિ સમી ઉભી રહે છે. એકાએક બિન્દુની નજર પાછળ પડે છે અને બંનેની આંખો મળે છે.]

**કમળા :** તમે કોણ છો?

**બિન્દુ :** હું બિન્દુ. તમારા પતિની બહેન.

[ બિન્દુ એની પાસે જાય છે અને સ્ટેજના બીજા ખૂણે જઇ વાત કરે છે.]

**કમળા :** હું ક્યારથી આમ બેભાન થઇ પડી રહી હતી, બહેન ?

**બિન્દુ :** દાદાને અહીં આણ્યા ત્યારથી તું બેભાન થઇ પડી હતી, ભાભી

**કમળા :** [ એકદમ અમકી સ્થિર થઇ ] ઘણો વખત થઇ ગયો, નહિ ?

[ આટલું બોલી સ્તબ્ધ થઇ બેસી જાય છે અને માથું નીચું નાંખી દે છે. એને આમ બેસતી જોઇ બિન્દુ પણ એની પાસે બેસે છે અને એનો જમણો હાથ પોતાના હાથમાં લે છે. બહુ જ મીઠા સ્વરે બોલાવે છે.]

**બિન્દુ :** ભાભી !

**કમળા :** [ બિન્દુની છાતી પર માથું રાખી એના પ્રત્યે જોયા વગર જ ] ગભરાશો નહિ બહેન, હવે હું બેભાન નથી થવાની.

★

[ બિન્દુ સ્નેહથી કમળાના શરીર પર હાથ ફેરવે છે. એના માથાના વાળ પણ સરખા કરે છે] બહેન, મને લઇને આમ તમે ક્યાં સુધી બેસી રહેશો? મારા પ્રત્યે આવી મમતા બતાવવાનું તમને શી રીતે મન થયું બહેન? હું પોતે તો કદિ એમ કરી શકું નહિ.

[ કમળા શું કહેવા માગે છે એ બિન્દુ સમજી શકતી નથી.]

બિન્દુ : કેમ ન થાય, બહેન? તું કાંઇ મારે પરાઇ નથી. આપણે પરિચય નથી એટલે શું થઇ ગયું? અને તારો તો ઉપકાર બહેન હું આ જન્મે તો શું પણ બીજા જન્મે પણ વાળી શકું એમ નથી. દાદા મારફતે તેં દવાદારૂ માટે રૂપિયા ન મોકલ્યા હોત તો આજ મારી કેવી સ્થિતિ હોત એની કલ્પના જ કરતાં કંપારી છુટે છે. જવા દે એ વાત. મારે મન તો જેમ દાદા છે તેમ તું ય મારૂં પોતાનું માણસ છે ને? જેમ તેમની તેમ તારી સેવા કરવી એ મારૂં કામ છે. આ ઘાતમાંથી દાદા બચશે એવી તો કોઇને ય આશા નહોતી પણ દાક્તરબાબુ કહી ગયા છે કે બચશે. ભાભી!

કમળા : [ એકદમ ] બચી ગયા?

બિન્દુ : હા, હા, દાક્તરબાબુ કહી ગયા છે કે ખાસ બીવાનું કારણ નથી. તાવ પણ ધીરેધીરે ઓછો થતો જાય છે.

[ કમળા ગદ્‌ગદ બની રડે છે અને બિન્દુના ખોળામાં ઢળી પડે છે. બિન્દુ એનું માથું ઊંચું કરી એના શરીર પર હાથ ફેરવે છે. કમળા આંસુથી છલકાતી આંખે બિન્દુને એકદમ બાઝી પડી રડે છે. થોડીવાર સુધી બિન્દુ એને રડવા દે છે, પછી પોતાના પાલવે એના આંસુ લુછી નાખે છે.]

ભાભી, રડ નહિ. આમ હિમ્મત હારે કાંઇ ચાલશે?

કમળા : બહેન, તમારા દાદાએ મને કદિ યાદ કરી હતી ખરી?

બિન્દુ : એક વખત કરી હતી.

[ આગળ શું બોલે છે એ સાંભળવા કમળા ઉત્સુક ન બિન્દુના મે સામું મીટ માંડી રહે છે.

દાદા, એક વાર ઓચિંતાં જાગી ઊઠયા અને ત્યારે તું હઈશ એમ ધારી મને વળગી પડી બોલી ઊઠયા: બોલ તો કમળા આ કામ તેં નથી કર્યું? હું મરીને પણ સુખી થવાનો નથી. કમળા, કેવળ એક વાર બોલ, બોલ આ કામ તેં કરાવ્યું નથી

કમળા : [ શ્વાસ રોકી રાખી ] પછી ?

બિન્દુ : ભાભી, હું તો સમજી જ ન શકી કે કઇ વાત તેમને જાણવી છે.

કમળા : પણ હું જાણું છું, બહેન, એમને શું જાણવું છે તે.

[ કમળા ટટાર થઇ ઊભી થઇ બિછાના તરફ જવા જાય છે. બિન્દુ તેને રોકે છે.]

બિન્દુ : તમે ત્યાં જશો નહિ, ભાભી!

કમળા : કેમ ન જાઉં ?

બિન્દુ : દાકતર બાબુ મના કરી ગયા છે કે દાદા પાસે કોઇને આવવા દેશો નહિ. તમે દાદા પાસે જશો તો એમનું દુઃખ વધશે.

કમળા : બહેન, એમનું દુઃખ મારા કરતાં શું દાકતર વધારે જાણવાનો હતો? હું તો તેમની પાસે જ બેસીશ. એમને ભાન આવતાં ફરી પૂછે તો મારે તેનો જવાબ દેવો પડશે ને?

[ ધીરે રહી ઊભા થઇ બિન્દુનો હાથ ઝાલી નમ્ર કંઠે ] મારાથી માથું ટટાર રાખી ચાલી શકશે નહિ, બહેન. દયા કરી મને એમની પાસે બેસવા દો [ જરા ઊંચે નજર કરી ] બહેન, પરમેશ્વરે દયા કરી હાથનો ચુડો અત્યાર સુધી અખંડ રાખ્યો છે તો હવે ખરાં ખોટાંનો ઇન્સાફ કરી ખુંચવી ન લે એ જ પ્રાર્થું છું. દંડ મારો ક્યાં ગયો છે–એ તો બધોયે હજી માથે બાકી છે. પ્રભુ તમામ કઠોર સજા હસતે મોંએ ઝીલવા માર્ગ રહેવા દે એ જ ઇચ્છું છું, બહેન.

[ બિન્દુ, કાશીનાથના માથા આગળ બેસે છે. કોલનવોટરનું પોતું ફેરવે છે. કમળા કાશીનાથના પગ આગળ ઊભી રહે છે પણ એને જોઇ ઊભી રહી શકતી નથી એટલે કાશીનાથના પગ પર માથું નાખી ઢળી પડે છે.



કાશીનાથ ધીરે રહી આંખ ખોલે છે અને બિન્દુને જોતાં આશ્ચર્ય પામે છે. પગ પર વજન લાગે છે પણ એ સમજી શકતો નથી કે કોણ છે.]

**કાશીનાથ :** બિન્દુ, કોણ બિન્દુ? બહેન અહીં કયાંથી?

**બિન્દુ :** દાદા, તમને મળવા આવી છું.

**કાશીનાથ :** બહેન, મારા પગ પર માથું નાખી કોણ પડયું છે?

**બિન્દુ :** દાદા એ તો ભાભી છે.

**કાશીનાથ :** કમળા! તું અહીં કયાંથી?

**બિન્દુ :** તમારી પાસે આવતાં એ પોતાને સંભાળી ન શકી એટલે ચકરી ખાઈ પડી ગઈ છે, દાદા!

[ કાશીનાથ શાંત પડયો રહે છે ]

**બિન્દુ :** એ પણ કયારની બેભાન હતી. હમણાં એને જરા ભાન આવ્યું છે. દાદા, મેં તો તમારી પાસે આવવા એને ના પાડી. મેં કહ્યું કે તું પાસે આવી સ્વસ્થ રહી શકવાની નથી---

[ કમળાની આંખમાં આંસુ આવે છે ]

**કાશીનાથ :** હા, બહેન, એ અહીં ન આવી હોત તો સારૂં થાત.

**બિન્દુ :** [ કમળાને જોઈ એની આંખમાં આંસુ ભરાઈ આવે છે અને એ લૂછતાં લૂછતાં ] સારૂં તો થાત, પણ દાદા, એમ તે કાંઈ રહેવાય? તમે સાજા થઈ જાઓ. આટલો વખત ભાભીનો કેવો વીત્યો છે તે હું જાણું છું ને બીજો ભગવાન જાણે છે. એ પોતે પણ નહિ જાણતી હોય.

**કાશીનાથ :** [ આંખ બંધ કરી જાણે સમસ્ત વિશ્વ નિહાળતા હોય તેમ ]

બહેન, ઘણું વેઠયું, અવગણ્યું, અને મૃત્યુને ભેટી પણ લીધું; પરંતુ આજ તમારી સ્નેહભરી દુનિયામાં પાછો ફરતાં મને

ખુબ જ આનંદ થાય છે. કમળા! ઊઠ, બેઠી થા. હવે મારો જીવ ભયમાં નથી.

બિન્દુ: દાદા, તમે જે વાતનો જવાબ માગતા હતા એ દેવા ભાભી તમારી પાસે આવી છે.

કાશીનાથ: [મોં પર ફિક્કું હાસ્ય લાવી] હવે કોઇને કશાનો જવાબ દેવાનો નથી, બિન્દુ! એ બેભાન થઇ પડી હતી, તેમાં મને બધો જવાબ મળી ગયો છે. કમળા, જીવનની એક પરોઢે મારા અંતરના ઘા તું સ્પષ્ટ નહોતી જોઇ શકી, આજ તો તેં બરાબર નીરખ્યા અને તારી સ્નેહાળ દૃષ્ટિએ રુઝવ્યા પણ ખરા.

[આટલું કહી કા. હાથના ટેકા પર બેઠો થવા જાય છે. કમળાનું માથું હાથમાં લેવા જાય છે.]

કમળ!

[કમળા એકદમ ઉંભરથી રડી પડે છે. પતિની આટલી સ્નેહભરી નિગાહ સામે એ મીટ માંડી શકતી નથી. કાશીનાથ એનો હાથ લંબાવી કમળાને પાસે લેવા મહેનત કરે છે એ તેથી બિન્દુ બુમ મારી ઊઠે છે.]

બિન્દુ: [ગભરાતાં] તમે ઊઠશો ના દાદા, દાક્તરે કહ્યું છે કે ફરી જો–

કાશીનાથ: [હસતે મોંએ] દાકતર ગમે તે કહે, બહેન, હું તમને કહું છું કે હવે ભય નથી. આ વેળા તો તમે લોકોએ મને પાછો આણ્યો છે.

કમળા!

[કમળા એના ગોદમાં માથું મૂકી રડે છે. દીવાના પ્રકાશમાં એના આંસુ ચમકી ઊઠે છે. આંસુભરી આંખે એ કાશીનાથના મોં સામું જુએ છે. કાશીનાથ એના વાળની એક વિખરાયેલી લટ હાથમાં લઇ રમતાં રમતાં બોલે છે.]





કમળ !

[આટલું કહી એ એકદમ સૂઈ જાય છે. આંખ બંધ થઈ જાય છે. કાશીનાથને સૂઈ ગએલો જોઈ કમળા ગભરાઈને બિન્દુને ગળે બાઝી પડે છે.]

**કમળા :** બહેન !

**બિન્દુ :** ગભરા નહિ, ભાભી. થાકને લીધે દાદા સૂઈ ગયા છે. ફરી જાગશે ત્યારે તને જરૂર લેશે.



## લોકહૃદયનો સ્વામી



જનતાને માર્ગદર્શન આપવાના કોડ
જેણે જીવતાં કદી સેવ્યા નથી

જનતાના હૃદયસ્વામી થવાની ઇચ્છા
જેણે જન્મભર કદી કરી નથી.

છતાં

એક પછી એક વીતતાં વર્ષ એની શ્રદ્ધાની એની સહિષ્ણુતાની એની ઐક્યની વાતોને લોકકથામાં રમતી મૂકી એને લોકહૃદયનો સ્વામી બનાવે છે.



એવા ગુજરાતના યુગમૂર્તિ
ની ભકત જીવનની

# નરસિંહ મહેતા



# નરસી ભગત

ચિત્રકથા છે.

## ગુજરાતના સાહિત્ય-કલા-સંસ્કારનું પ્રતિનિધિ ચિત્ર



૧૩ મું અઠવાડિયું
**કૃષ્ણ મુંબઈ**

૬ ઠું અઠવાડિયું
**રીગલ અમદાવા**

પ્રકાશ ચિત્ર



# Minerva's Mighty Programme That will make 1941 Mightier!

A GOLD LEAF FROM ANCIENT HISTORY

ON THE SETS

## SIKANDAR

ALEXANDER THE GREAT

GLITTERING WITH A STAGGERING CAST

Direction SOHRAB MODY

**KRISHNA SUDAMA**

A GREAT DEVOTIONAL FROM THE GREAT MAHA-BHARAT

**FIRDAUSI**

THE IMMORTAL LIFE OF THE POET-PATRIOT OF IRAN

**BHAGWAN BUDDHA**

WHOSE SPIRITUAL MESSAGE WILL BRING PEACE TO THE WARRING WORLD

Direction SOHRAB MODY

# કોવર્ન્ટન સોશિયલ સર્વિસ લીગ
## એલ્ફીન્સ્ટન કોલેજ, મુંબઈ.
### રંગદર્શન સમિતિ.



પ્રમુખ:

પ્રો. આર. એન. વેલીંગકર

ઉપ-પ્રમુખ:

પ્રો. સી. આર. શાહ

મંત્રીઓ:

કુ. શાલિની રાયજી

શ્રી. લાલુ શાહ

સભ્યો:

કુ. વત્સલા મહેતા

,, નિરૂપમા મહેતા

,, અંજની મહેતા

,, કોકિલા ભાટીઆ

,, દમયંતી મોરારજી

શ્રી. ચન્દ્રકાન્ત દલાલ

,, જયન્ત મોદી

,, બી. જે. ત્રિવેદી

,, લલિતચન્દ્ર દેસાઇ

,, દુષ્યંત દીવેટીઆ

,, હુરેશ મહેતા

,, બચુભાઇ ધીઆ

# કોવર્નટન સોશિયલ સર્વિસ લીગ

## એલ્ફીન્સ્ટન કોલેજ, મુંબઈ.

### વ્યવસ્થાપક સમિતિ.



પ્રમુખ:

પ્રો. આર. એન. વેલીંગકર

ઉપ-પ્રમુખો:

પ્રો. સી. આર. શાહ

પ્રો. ગજેન્દ્રગડકર

પ્રો. દાન્દ્રાદે

કોષાધ્યક્ષ:

પ્રો. આર. પી. કાંગલે

મંત્રીઓ:

કુ. શાલિની રાયજી

શ્રી. લાલુ શાહ

સભ્યો:

કુ. વત્સલા મહેતા

„ નંદિની કુંભાણી

શ્રી. ચન્દ્રકાન્ત દલાલ

„ જયન્ત મોદી

„ દામણીવાલા

„ બેનીગોલ

„ અરવિન્દ દેસાઇ

„ બચુભાઇ ધીઆ

„ હરેશ મહેતા

„ ગુપ્તે

„ પરિમલ મહેતા

„ કોન્ટ્રાકટર

HIS SOUL STRUGGLED to MAKE

*Mankind Happy Eternally—*

HIS CONSCIENCE FORCED HIM

*To Defy the Medical Council and*

COURT IMPRISONMENT

*for 2 years!*



See the Great

**PRITHVIRAJ**

Enacting the Stellar Role

IN **CIRCO'S**

Screen Marvel Directed by

KHOSLA

# "DEEPAK"

**Prithviraj is Superbly Supported by**

**ASHALATA, VATSALA, SUMAN, JEEVAN, ANANT MARATHE and MHENDI RAZA.**

*Music by*

**TIMIR BARAN**

RUNNING TRIUMPHANTLY AT THE POPULAR

**IMPERIAL** CINEMA Lamington Road

**Daily at 4, 7 and 10 p.m.**

**Saturdays, Sundays and Holidays Matinees at 1·30 p.m.**

# રંગ ભેરૂઓ



કુ. શાલિની રાયજી
,, કમલિની રાયજી
,, ચન્દ્રિકા ઠાકોર
,, ઇન્દિરા દલાલ
,, સૌદામિની ગોખલે
,, ઉષા ત્રિવેદી
,, અનસૂયા જસાણી
,, પ્રતિભા ત્રિવેદી
,, ચન્દ્રા ઉલ્લાલ
,, નલિની દફ્તરી
,, કિશોરી બક્ષી
,, અરૂણા મજુમદાર
,, વસંત શ્રોફ
,, મીનળ મહેતા
,, ભારતી રાયજી
,, સુજાતા દેસાઇ
,, હેમન્તી દલાલ
,, પત્રલેખા પંડિત
શ્રી. લાલુ શાહ
,, ચન્દ્રકાંત દલાલ
,, હરિદાસ હમલાઇ
,, વલ્લભદાસ કાપડિયા
,, કૌશિક સ્વાદિયા

શ્રી. લાલુ એમ. શાહ
,, કનુ દેસાઇ
,, નન્દલાલ સૂચક
,, રસિક શાહ
,, કૈલાસ પંડ્યા
,, મન્નાલાલ ગુપ્તા
,, કેશવ દેસાઇ
,, પદ્મકાન્ત વોરા
,, રવીન્દ્ર મહેતા
,, રાજેન્દ્ર મહેતા
,, દ્યુતીધર મહેતા
,, પ્રમોદ ત્રિવેદી
,, મયામૂળ દમણિયા
,, રમેશ દેસાઇ
,, શિવચંદ્ર ગુપ્તા
,, પૃથ્વીરાજ રાયજી
,, મગનલાલ જોશી
,, નીતુ મજુમદાર
,, જયમન દરૂ
,, કાન્તિ શાહ
,, રવીન્દ્ર જોશી
,, સી. જે. પપૈયા
,, શાંતિલાલ ઝવેરી

# અમારા કાર્યને વેગવંત બનાવવા

**નેશનલ સ્ટુડીઓઝ લિમિટેડનો**

**સર્વ પ્રકારનાં વસ્ત્રો અને સાધનસામગ્રી પૂરી પાડવા માટે,**



**શ્રી નરેન્દ્ર રાવળનો 'કાશીનાથ'નાં પાત્રોનું રેખાંકન કરવા માટે,**



**શ્રી કલ્યાણજી કરમશીનો 'પનિહારી'નું ત્રિરંગી ચિત્ર છાપવાની અનુમતિ**
**આપવા માટે.**



**શ્રી કિશનદાસ મગનલાલ શ્રોફ અને શ્રી ગોરધનદાસ જાદવજી ઠક્કરનો**
**દરેક કાર્યમાં મદદ માટે,**



**શ્રી. અનિલ વિશ્વાસનો એમના મધુર ગીત માટે,**



**અને**

**સીધી યા પરોક્ષ રીતે મદદ કરનાર દરેક ભાઈબહેનનો**

# અમે સહૃદય આભાર માનીએ છીએ.

શાલિની રાયજી

લાલુ શાહ

**મંત્રીઓ.**

# કાર્યક્રમની રૂપરેખા

છાયા નૃત્ય

કાશીનાથ દૃશ્ય ૧ લું
" " ૨ જું
" " ૩ જું
" " ૪ થું
" " ૫ મું
ગીત

## વિ....રા....મ

રાસ
નૃત્ય
ગરબો
ગીત
સ્વપ્નપરી નૃત્ય
જીવન રંગ

## વંદે માતરમ્

# નૃત્ય ઝંકારથી જેણે એક તપસ્વીના ધ્યાનસ્થ નયનો ઉઘાડવા વૃથા પ્રયાસ કર્યા



એવી એક અપૂર્વ નર્તકીના
જીવન સંસ્કારની ઝાંખી
કરાવતું
**ન્યુ થીએટર્સ લી.**
(કલકતા) નું નુતન
ચિત્રગીત

**આવે છે!**

સારા ય હિન્દને જેણે
"વિદ્યાપતિ", "પ્રેસીડેન્ટ"
દુશ્મન'ના નૃત્ય પ્રસંગોથી
સર કરી લીધું છે એ અજોડ
નૃત્ય રાણી

**લીલા**
**દેસાઇ**

અહિં એમના ફિલ્મી જીવ
નની એક સર્વશ્રેષ્ઠ ભૂમિ
કામાં હાજર થાય છે.

**સાથે**

**નજમ, જગદીશ,**
**પંકજ મલિક. ભારતી,**
**કલાવતી, રજની રાણી**

જે કલાકારે "પૂરણભક્ત" "વિદ્યાપતિ" જેવાં અપૂર્વ ચિત્રોની ભેટ આપી છે એ હિન્દી ચિત્રજગતના અજોડ ચિત્ર શિલ્પી દિગ્દર્શક **દેવકી બોઝ** આ અપૂર્વ નૃત્યચિત્રમાં એક નર્તકીના જીવન અભિલાષની, એની જીવનકલાની, એના ઐશ્વર્ય અને આનંદની હૃદયંગમ નૃત્યલહરીને ગતિ, વેગ અને પ્રાણ આપે: છે.

# નર્તકી

**ટૂંક સમયમાંજ**
**મુંબઇમાં**
**રજૂ થશે**




સંગીત:
**શ્રી. પંકજ**
**મલિક**

**એ નૃત્ય કરતી અને એના તાલે ભલભલા મહારથીઓનાં હૃદય પણ નૃત્ય કરતાં ! એના પાદપદ્મોને પૂજતા !!**

પણ ?.........પણ ? એક તપસ્વીના
તપતેજ આગળ એની કલા થંભી ગઇ !

# "છાયા નૃત્ય"

## કુ૦ કમલિની રાયજી

ગાયક:—શ્રી૦ પૃથ્વીરાજ રાયજી

દેવી ભજો દુર્ગા
  દેવી ભજો દુર્ગા.
શંખ ફુંકાવો,
  ઢોલ બજાવો,
ઘંટારવકા નાદ સુણાવો,
  દેવી ભજો દુર્ગા.
ધૂપમાલ પ્રગટાવો મંદિરમેં
  અબીલ ગુલાલ ઉડાવો મંદિરમેં
  દેવી ભજો દુર્ગા.

# કાશીનાથ

| | |
|---|---|
| ધરમદાસ ... ... ... ... | શ્રી કનુ દેસાઈ |
| મધુસૂદન ... ... ... ... | ,, નન્દકુમાર સૂચક |
| બિન્દુ ... ... ... ... | કુ. ચન્દ્રિકા ઠાકોર |
| કમળા ... ... ... ... | ,, કમલિની રાયજી |
| કાશીનાથ ... ... ... ... | શ્રી સી. જે. પપૈયા |
| પ્રિયનાથ ... ... ... ... | ,, લાલુ શાહ |
| ધનંજય ભટ્ટાચાર્ય ... ... ... ... | ,, કૌશિક સ્વાદિયા |
| સરયૂ ... ... ... ... | કુ. ઇન્દિરા દલાલ |
| મુનીમ ... ... ... ... | શ્રી રસિક શાહ |
| વિજય કિશોર ... ... ... ... | ,, લાલુ એમ શાહ |
| વૃદ્ધ ખેડૂત .. ... ... ... | ,, કૈલાસ પંડ્યા |
| ડોક્ટર ... ... ... ... | ,, મન્નાલાલ ગુપ્તા |

દાસી, નોકર, ખેડૂત વગેરે.

વ્યવહારશૂન્ય, નિર્લોભી અને ઉદાસીન વૃત્તિના કાશીનાથ માતા પિતાના મરણ પછી એના મામાને ત્યાં રહે છે. અહીં ઘરનો વૃદ્ધ નોકર ધરમદાસ કંઈક તો કાર્યશીલ અને એમ હંમેશ એને કહ્યા કરે છે. આખા ઘરમાં કાશીનાથનું દુઃખ જોઈ દુઃખી થનાર અને સ્નેહ બતાવનાર એક જ હોય છે અને તે એની બહેન બિન્દુ-એના મામા મધુસૂદનની દીકરી. ગામના જમીનદાર પ્રિયનાથ એમની પુત્રી કમળાનો વિવાહ ગુરુદેવ ભટ્ટાચાર્યની સલાહ માની કાશીનાથ સાથે નક્કી કરે છે.

બંનેના લગ્ન થઈ જાય છે પણ એમાં આનંદ નથી. સુખ નથી. ઊલટું વિસંવાદિતા વધતી જાય છે. બન્ને એક બીજા પ્રત્યે અનુરક્ત હોવા છતાં કાશીનાથની ઉદાસીન વૃત્તિ અને કમળાની અભિમાની વૃત્તિ આ બે પ્રકારની પરસ્પર વિરુદ્ધ વૃત્તિનો મેળ મળતો નથી અને એક બીજાને સુખી કરવા ઇચ્છતા હોવા છતાં બન્નેના પ્રવાહ ભિન્ન દિશામાં વહે જાય છે.

વૃદ્ધાવસ્થાને આરે પહોંચેલા પ્રિયનાથ મરણ પામતાં પહેલાં કમળા અને કાશીનાથને અડધી અડધી મિલકત વહેંચી આપવાનું વીલ કરે છે પરંતુ કમળાને આ પ્રકારનું વીલ ગમતું નથી. દુનિયાના સર્વ પ્રકારના રંગઢંગ જોઈ વયોવૃદ્ધ બનેલા પ્રિયનાથ કમળાને ઘણું સમજાવે છે. અંતે મિલકત કમળાના નામ પર કરવાનું નક્કી થાય છે. કાશીનાથની ધૂની અને લાપરવાહી વૃત્તિથી કમળા કંટાળી ગઈ હોય છે પણ એની બહેનપણી સરયૂ પતિ સર્વસ્વ હોય, એનું મન જીતવા દરેક કોશિશ કરવાની હોય એમ સમજાવે છે.

પ્રિયનાથના દેવલોક પામ્યા પછી જમીનદારીના કારભારમાં ઘણો ફેરફાર થઈ જાય છે. જુના મુનીમના હાથમાં સર્વ વ્યવહાર ન સોંપતાં નવા મેનેજર વિજય કિશોરના હાથમાં સર્વ સત્તા સોંપવામાં આવે છે. તેમનામાં તોછડાઈ અને અવિવેકીપણું તો સહેજે જણાઈ આવે છે. એક વૃદ્ધ બ્રાહ્મણ ખેડૂતની જમીન છીનવી લેવાની ફરિયાદ થઈ હોવાથી તે કાશીનાથને એના પ્રત્યે ન્યાય આપવા વિનવે છે. દયાવૃત્તિથી પ્રેરાઈ કાશીનાથ સહી પાડે છે. કમળાનો ગુસ્સો આથી વધે છે અને એને સખત શબ્દોમાં ઠપકો આપે છે. એને સુખી કરવા કાશીનાથ ગૃહત્યાગ કરે છે.

કોઈ કાશીનાથ પર ખૂની હુમલો કરે છે અને એને લોહીલુહાણ સ્થિતિમાં આણવામાં આવે છે. કમળા આ જોઈ બેભાન બને છે. બિન્દુ એના ભાઈને મળવા આવે છે પણ આ સ્થિતિ જોઈ ગભરાઈ જાય છે. પરંતુ બીજી જ પળે વજ્ર હૃદયની બની ભાઈ અને ભાભી બન્નેની સેવા કરે છે. ડોક્ટર આવી તપાસે છે અને બચશે એવી આશા આપી જાય છે. આ સાંઘાતિક ઘટના કમળાનું સઘળું અભિમાન દૂર કરી એને સ્નેહ, લાગણી અને પ્રેમની મૂર્તિ સમી બનાવે છે. કાશીનાથ આ આનંદે રાચતો સૂઈ જાય છે.

*

# ગીત

*

## વિરામ

*

## વસંત ગીત.

કુ. શાલિની રાયજી
,, કમલિની રાયજી
,, ચંદ્રિકા ઠાકોર
,, ચંદ્રા ઉલ્લાલ
,, નલિની દફતરી

હસતી રમતી વસંત આવી.
યૌવનના સંદેશા લાવી —હસતી.

ફૂલડાંની પાથરી પથારી,
રંગે રમતાં નરને નારી,
યૌવનના પટકુલ પરીધારી, —હસતી.

ગૂન ગૂન ભમરા પુષ્પે ગૂંજે,
સમીર ભર્યો સૌરભથી કુંજે,
ઘેલીને ઘરકામ ન સૂઝે —હસતી.

આંબાડાળે કોયલ બોલે,
સુંદર શ્યામા મદભર મહાલે,
નમણાં નયને મુખ મલકાવે —હસતી.

—અવિનાશ વ્યાસ

*

IF IT'S





SHOP AT






1 MANGALDAS ROAD,
2 BHULESHWAR ROAD,
3 PRARTHNA SAMAJ.

SURATWALA

# J. J. & SONS

BOMBAY.

### વસંત રાસ

| | |
|---|---|
| કુ. શાલિની રાયજી | શ્રી લાલુ એમ. શાહ |
| ,, કમલિની રાયજી | ,, ચંદ્રકાંત દલાલ |
| ,, ચંદ્રિકા ઠાકોર | ,, લાલુ શાહ |
| ,, ચંદ્રા ઉલાલ | ,, કૈલાસ પંડ્યા |
| ,, નલિની દફતરી | ,, કૌશિક સ્વાદિયા |

રાસ દર્શક:

શ્રી. મગનલાલ જોશી

યૌવન પ્રગટયાં રે, યૌવન પ્રગટયાં રે,
પાંખડીયે યૌવન પ્રગટયાં રે,
જોબન ઝળકયાં રે, જોબન ઝળકયાં રે,
આંખડીએ જોબન ઝળકયાંરે—યૌવન.

વન વગડાની ડાળે ડાળે,
સરવરીઆની પાળે પાળે,
સર્જન સરજ્યાં રે, સર્જન સરજ્યાં રે,
નવયુગના સર્જન સરજ્યાં રે—યૌવન.

હસતી રમતી વસંત કેરાં પગલાં પડીયાં રે,
સ્થળ સ્થળ ફૂલફળ થનગન થનગન જોબન ચઢીયાં રે,
નમણાં નયને ઘેન ચઢવાંને ઝાંઝર ઝમકયાં રે,
ઝાંઝર ઝમકયાં રે, ઝાંઝર ઝમકયાં રે,
ચરણોમાં ઝાંઝર ઝમકયાંરે.
હૈયાં ધબકયાં રે, હૈયાં ધબકયાં રે,
કાળજડે હૈયાં ધબકયાં રે—યૌવન.

—અવિનાશ વ્યાસ

અનેક
અઠવાડીયાંઓથી
સુંદર લોક સત્કાર
ઝીલે છે.

○

તમે

## ગુજરાતી છો ?

તો તમારે ગુજરાતના
ગૃહ જીવનની આ
વાસ્તવિક છબી જોવી જ
પડશે.

દિગ્દર્શક : ●

વીરેન્દ્ર દેસાઈ

○

સમય :

૩।।-૬।।-૧૦

ગુજરાતનું કોઇ ખોરડું
ખાલી નથી જ્યાં
આવી ઘટના બનતી નથી.
ગુજરાતનું કોઇ
કુટુંબ બાકી નથી જ્યાં
આવા કલહ જન્મતા નથી.

●

ગુજરાતના જ
ગૃહજીવનનું કથા-ચિત્ર
નેશનલ સ્ટુડીયોઝનું

# સંસ્કાર

યાને- છોટી બહુ

સાથે મણીપુરી નૃત્યની
નયન મનોરંજક ફિલ્મ

○

## પાથે સીનેમા

સુપ્રીમ પ્રકાશન

ટુંક સમયમાં જ રજુ થશે.
તારીખ માટે જાહેરખબર જોતા રહો.

○

હિંદી ચિત્ર કલાનો
કુશળ કસબી દિગ્દર્શક
ક ર દા ર

એમના આગામી ચિત્ર

# પૂજા માં

માના માતૃત્વની
પૂજા કરીને—
ભાવનાનાં ફુલ ચડાવે છે.

○

## નેશનલ સ્ટુડીયોઝના

ચિત્રો પાસે પ્રાણવાન સંદેશ હોય છે.



## નૃત્ય.

કુ. ભારતી રાયજી
,, સુજાતા દેસાઈ
,, પત્રલેખા પંડિત
,, હેમન્તી દલાલ

ખીલી ફૂલવાડીયાં, કોકિલની કિલકારીયાં.
પિયુ પિયુ પપિહા પૂકાર.
આમ્ર તરુ પર મોર જો બોલે,
ડોલે ઢેલડી રાણી,
સોહામણા સૂર ગીતમાં ગુંજે,
ઉર ઉરના અભિસાર—ખીલી ફૂલવાડીયાં.
શશિ દર્શનથી સાગર ડોલે,
કુમુદિની પાંખડી ખોલે,
પ્રણયના પંકજ ખીલ્યાં હૃદયમાં,
જાગે જીવન ઝણકાર—ખીલી ફૂલવાડીયાં.

## ગરબો

પેલે પાર.........

કુ. કમલિની રાયજી
,, અનસુયા જસાણી

પેલે પાર, પેલે પાર, પેલે પાર,
માછીડા તારી હોડી હંકાર.
ઝાઝી વાર ન લગાડ,
તારે જાઉં પેલે પાર—પેલે પાર.
સામે કિનારે મારા જીવન આધાર વસે,
કેમે કરીને એને મળવાને હૈયું તલસે
નૈયા તારી તું ત્યાં ઉતાર—પેલે પાર.
હેલે ચઢયાં નીર, વાયુ મસ્તાનો,
કોણ સૂણે મારા હૈયાની વાતો,
જહાજ તારું તો ઝુકાવ—પેલે પાર.
શ્રધ્ધાના સઢમાં પ્રેમે પવન પૂરી,
પૂરી કરીને મારી આશા અધુરી.
લઈ જા સુકાની પેલે પાર—પેલે પાર.

—અવિનાશ વ્યાસ

શનીવાર
તા. ૨૧ મીથી
શરૂ....




પ્રેમ એટલે પરમાત્મા!
સ્નેહ એટલે સુધા!!

એવા
જીવનના ઝેરને
અમૃત કરનાર
સ્નેહદીપના અજવાળે
દિલને ઉજાળવા




ગ્રેટ ઇન્ડીયા
પીકચર્સનું
પ્રથમ સામાજીક
કલાપુષ્પ

# સ્નેહ બંધન યાને ઇન્તઝાર

ભુમીકામાં—
રૂપેરી બિછાતની
સ્વર સમ્રાજ્ઞી
બીબ્બો
ઈ. બીલીમોરીઆ
નવિન યાજ્ઞિક
મુજમમિલ ० કમલા, પ્રતિમાદેવી,
બાઝ ० પુરી, રાજકુમારી ० ઘુલીયા.

સર્જક—
શ્રી. કીકુભાઈ દેશાઈ
દિગ્દર્શક—
જે. પી. અડવાની
સંગીતઃ—પી. ઘોષ
શરૂ છે.
શનીવાર ૨૧ મી થી

# રોયલ ઓપેરા હાઉસ

## ગીત

# "સ્વપ્ન પરી"

—નૃત્ય—

કુ. શાલિની રાયજી
,, કમલિની રાયજી

ગાયક :

**શ્રી પૃથ્વીરાજ રાયજી**

[નાનકડા બાળકને સુવાડતા માતા પરીઓની કથા કહે છે અને એ કથામાં પરીઓનું સ્વરૂપ તથા બાળકો ઉપરનો તેમનો પ્રેમ વર્ણવે છે. બાળક ઊંઘી જાય છે અને સ્વપ્નમાં પરીઓ સાથે બાળકો કેવી રીતે ક્રીડા કરે છે અને ગેલ કરે એનો આછો ચિતાર અભિનય દ્વારા વ્યક્ત કરવામાં આવ્યો છે.]

ધીરે ધીરે ધીરે
આવી હું તો સોણુપરી.
કુમુદિની ક્યાંથી ઝરે ?
કુસુમકળી ક્યાંથી ફોરે ?
ત્યાંથી આવી હું એ,
હું તો સોણુપરી.
બાલુડાંઓ ! તમે સૂજો,
ઘેલાં ઘેલાં મને પૂજો,
હું તો રહું દૂરે દૂરે
છુપી છુપી હું આવું
હું તો સોણુપરી.
તમે જાગી નિશી શીદ રાહ જુઓ,
સ્વપ્ન દેશે જ્યારે સૂવો,
ત્યારે આવું હું,
શીદ તમે રાહ જુઓ.
મારો છે વાસ ફૂલે ફૂલે,
ભોળાં શિશુ તો યે ભૂલે;
તમારે કાન ગાઉં હું ગાન,
છાની છાની હું જાઉં
હું તો સોણુપરી.

—અચુભાઈ શુક્લ.

# NEW ARRIVALS

## LATEST 1941




# FARNSWORTH

(Voice of Television)



Reception without aerial

Latest in features.

Perfect in performance.

Finest in workmanship

Three-band continuous coverage.

Model

BT-600X 6-tube 3-band 8" speaker 5 watts output

BT-1010X 10-tube 3-band 8" speaker 12watts output

Write for more particulars or have a demonstration of a Farnsworth to be convinced of its exquisite beauty in selectivity & sensitivity and what not.

## INTERNATIONAL RADIO Co.

**Dine Bldg., opp Marine Lines:**

**Queens Road, BOMBAY.**

**Phone: 22490**
Post. Box. No. 486
(G. P. O.) Bombay.

**Telegrams:**
**'Gramoradio'**

# જીવન રંગ

## અભિનેતાઓ

| | |
|---|---|
| કુ. ચંદ્રિકા ઠાકોર | શ્રી. કૌશિક સ્વાદિયા |
| ,, ચંદ્રા ઉલાલ | ,, કેશવ દેશાઈ |
| ,, નલિની દફતરી | ,, કનુ દેસાઈ |
| ,, સૌદામિની ગોખલે | ,, પદ્મકાંત વોરા |
| ,, ઇન્દીરા દલાલ | ,, વલ્લભદાસ કાપડીયા |
| શ્રી. કૈલાસ પંડ્યા | ,, મન્નાલાલ ગુપ્તા |
| ,, વ્યોમેશ નીલકંઠ | ,, એલ. એમ. શાહ |

શ્રી સી. જે. પપૈયા.

## [મૂક અભિનય]

સાંજના સાતના ટકોરા થતાં મિલનું ભુંગળું વાગે છે. ઘર ભેગા થવા માટે મજૂરો ઉતાવળા ઉતાવળા જાય છે. આ બધામાં એક યુવક છે, એ થોડા માલિન્યભરતા હાથે ચડાવતી શહેરની સંસ્કૃતિના રંગોથી દૂર જવા ગામડે જાય છે. પ્રકૃતિ ને સૌંદર્ય ગામડે નીરખવા એ વેગવંત ચાલ્યો જાય છે પરંતુ માલ વિના ખાલી હાથે પાછા ફરતા ખેડૂતો જોતાં નિરાશ થાય છે. વર્ષો થવાં આ ખેડૂતો આજ પ્રકારની દશામાં જીવન નીર્ગમન કરે છે એ જાણતાં અનાહૂતે પાછો ફરે છે. દૂર દૂર એના હૃદયમાં તુમુલયુદ્ધ જગાવતા ભાવોનો પડઘો પાડતું ગીત સંભળાય છે અને એ સાંભળતો સૂઈ જાય છે.

જગતના માનવીઓનો સંહાર કરતી દુર્ગામાતા યુવકનો બલિ લેવા ઇચ્છે છે પરંતુ એજ પળે આશામૂર્તિ સમી અપ્સરા દોડી આવી યુવકના પ્રાણ ન લેવા પ્રાર્થે છે. દુર્ગામાતા ચાલ્યાં જાય છે અને અપ્સરા યુવકની આસપાસ નૃત્ય કરી એને જગાડે છે. યુવક એને પકડવા જતાં એ સરી જાય છે અને એનું એક સ્વપ્નું તૂટી પડે છે.

સ્વપ્ન પરંપરા આગળ વધે છે. ખેડુતો ખેતરે જાય છે. પનિહારીઓ પાણી ભરવા જાય છે, સઘળે આનંદ ફેલાય છે. દહીં વેચવા એક છોકરી નીકળે છે અને એની સાથે વાતો કરતો યુવક બેસે છે, પરંતુ વાંસળીના સૂરે મસ્ત બની દહીંવાળી દોડી જાય છે અને યુવક એકલો પડે છે. ખેડુતો

અને એમની સ્ત્રીઓ આવી રાસ જમાવે છે. યુવક પણ એ બધા સાથે રમે છે પણ પોલિસનું આગમન થતાં સ્ત્રીઓ ચાલી જાય છે અને ખેડુતો સાથે યુવક મુખી આગળ જઈ એમને છોડી દેવા વિનવે છે. મુખી લાત મારે છે અને બીજું સ્વપ્નું ભાંગી જાય છે.

દૂર ભયંકર ચીસ સંભળાય છે અને ખુબ કોલાહલ થાય છે. યુવક નાના ભાઈને લોહીલુહાણ સ્થિતિમાં લઈ આવે છે. ડાક્ટર પાસે મદદ માગવા જતાં નથી મળતી, લોકો પણ એના પ્રત્યે તિરસ્કાર બતાવતાં ચાલ્યા જાય છે. દુઃખની કરુણ ચીસો પાડતો એનો ભાઈ મૃત્યુ પામે છે. ઘર ભાડાની ઉઘરાણી કરતો ભૈયો આવે છે અને ભાડું ન મળતાં એના ભાઈને લાત મારે છે. એ જાય છે એટલે પઠાણ પૈસા વસુલ કરવા આવે છે અને તેને જોઈ યુવક નાસી જવા પ્રયત્ન કરે છે પરંતુ પઠાણ એને ગળચી પકડી ફેંકી દે છે.

સવારના છ વાગે ફરી એજ મિલનું ભુંગળુ સંભળાય છે. મજુરો મિલમાં જાય છે અને એ બધાની પાછળ સ્વપ્નના દ્રશ્ય શોધતો શોધતો એ પણ જાય છે.

—પપૈયા.



## વંદે માતરમ્.

## THE POEM OF GRACE
STEPS OUT
to give you the most glorious Show you've seen.



AWAIT THE HINDI VERSION AT

**The OPERA HOUSE**

J. B. H. WADIA
Presents
The Incomparable
**Sadhona Bose**
in

# RAJNARTAKI

Supported by
Great PRITHVIRAJ
in his greatest Role
with
AHIN CHAUDHARY
NAYAMPALLI
PROTIMA & BINITA

●

**WADIA's**
Magnificent Offering
In HINDI, ENGLISH &
BENGALI